॥ ઓ૩મ્ ॥

# ત્રિદેવ નિર્ણય

બ્ર હ્મા

વિ ષ્ણુ

મ હેશ


મૂળ લેખક :
પં. શિવશંકર શર્મા "કાવ્યતીર્થ"

ગુજરાતી રૂપાંતર :
મહેન્દ્રનાથ વેદાલંકાર



પ્રકાશક :

રતન પ્રકાશ ગુપ્તા
મંત્રી, ગુજ. પ્રાં. આ. પ્ર. સભા
આર્યસમાજ મન્દિર, મહર્ષિ દયાનન્દ માર્ગ,
રાયપુર દરવાજા બહાર,
અમદાવાદ–૩૮૦૦૨૨.


Scanned with CamScanner

# વિનમ્ર નિવેદન

આર્ષ જ્ઞાનના અદ્વિતીય પ્રચારક, સર્વગુણ સમ્પન્ન, આદર્શ સુધારક, સુવક્તા, સુલેખક, સુવિચારક, જગદ્ગુરૂ, આદિત્ય બ્રહ્મચારી મહર્ષિ દયાનન્દ આ યુગના અપ્રતિમ પ્રવક્તા હતા–વેદના ! એ અવિદ્યા, અન્ધકાર, રાગદ્વેષ અને લોલુપતાની ધૂળભરી ભારતભૂમિને હરીભરી, સરસ અને મનોરમ્ય બનાવવા માટે અને અન્ધ વિશ્વાસો તથા રૂઢિઓના દાવાનળમાં ઝુલસાઈ રહેલી માનવતાના ઉદ્ધાર માટે વિદ્યુતવેગથી ઊભા થયા, સમસ્ત દેશમાં ઉપદેશ યાત્રા કરી ગર્જનાઓ કરી પડકાર્યા–બની બેઠેલા ધર્માચાર્યોને ! આજે અહીં તો કાલે ત્યાં. થોડાંજ સમયમાં, અત્યન્ત વ્યસ્ત જીવન અને આવાગમનના વાહનોના અભાવ છતાંય સેંકડો શાસ્ત્રાર્થ કર્યા. હજારો વ્યાખ્યાન આપ્યા, લાખો પાના ભરીને ક્રાન્તિકારી સત્સાહિત્યનું નિર્માણ કર્યું. સમસ્ત દેશમાં ભ્રમણ કર્યું, કરોડો વ્યક્તિઓ સાથે ચર્ચા–વિચારણા, શંકા સમાધાન આદિ મહાન અદ્‌ભૂત અને રચનાત્મક કાર્ય કર્યા.

મહર્ષિએ ધાર્મિક, સામાજીક, રાજનૈતિક, આર્થિક અને બૌદ્ધિક એમ દરેક ક્ષેત્રે ક્રાન્તિનો શંખનાદ ફૂંક્યો, અને ભારતના બધા સમ્પ્રદાયો સામે એકતાનો સીધો સરળ અને સાદો રસ્તો મુક્યો.

એ દયાના સાગર તથા આનન્દના ભંડાર કર્મયોગી સાચા વીતરાગી સંન્યાસી દયાનન્દે નિરાશાના ઘોર કાળા મેઘ મંડળને વેરવિખેર કરી નાખી જીવન–જ્યોતિ અને જાગૃતિનો ઉપદેશ આપીને દેશવાસિઓમાં નવ–જીવનનો પ્રાણ ફૂંક્યો.

દેશવાસિઓના હૃદયમાં સ્વાભિમાન અને સ્વદેશાભિમાનની ઉજ્જવળ ભાવના જગાવીને સ્વતંત્રતા અને સ્વાધીનતા માટે ઉત્કંઠા જગાડવામાં મહર્ષિ દયાનન્દનો મોટો હાથ હતો.

ઋષિ દયાનન્દના હૃદયમાં એ પ્રબળ ઇચ્છા અને ઉત્સાહ હતો કે સંપૂર્ણ દેશમાં એક ઇશ્વર પૂજા પ્રચલિત થાય, ઈશ્વરીય જ્ઞાન વેદનો પ્રચાર થાય. આર્યજાતિ એક અને સંગઠિત થાય તથા એક રાષ્ટ્રભાષા હિન્દી સમ્પૂર્ણ દેશની ભાષા બને.

વિકટતમ પ્રતિકૂળતાઓ હોવા છતાં, વૈભવશાળી આર્થીક પ્રલોભનો મળવા છતાં અને સમય સમયે શત્રુઓના હાથે પ્રાણઘાત આક્રમણો થવા છતાં પણ તેઓ અત્યંત નિર્ભીકતાપૂર્વક રાષ્ટ્ર જાગરણના અને મૃતઃપ્રાય હિન્દુ જાતિને પુનર્જીવિત કરવાના પુરૂષાર્થમાંજ ડૂબેલા રહ્યા હતા.

( અનુસંધાન ત્રીજા ટાઈટલ ઉપર )

Scanned with CamScanner

# ત્રિદેવ નિર્ણય

## બ્રહ્મા વિષ્ણુ અને મહાદેવનું સાચું સ્વરૂપ

મૂળલેખક : શ્રી શિવશંકર શર્મા 'કાવ્યતીર્થ'
ગુજરાતીમાં સંક્ષેપકર્તા : શ્રી વૈદ્ય મહેન્દ્રનાથ વેદાલંકાર
સેક્ટર, ૧૮, ગાંધીનગર.

**ભૂમિકા :—**

આ "ત્રિદેવ નિર્ણય" એટલે કે 'બ્રહ્મા, વિષ્ણુ અને મહાદેવનું સાચું સ્વરૂપ' લેખ શ્રી પં. શિવશંકર 'કાવ્યતીર્થ'ના પુસ્તક 'ત્રિદેવ નિર્ણય વેદ તત્વ પ્રકાશ' ના આધારે લખ્યો છે. આ પુસ્તકમાં બ્રહ્મા, વિષ્ણુ અને મહાદેવ એ ઐતિહાસિક મહાપુરૂષો નથી પરંતુ એક આલંકારિક વર્ણન છે. આ આલંકારિક વર્ણનની કલ્પના શાના આધારે કરવામાં આવી હતી તેનું વેદ, બ્રાહ્મણ ગ્રંથો, નિરૂક્ત, નિઘંટુ, અમરકોશ, પુરાણો વિગેરેના પ્રમાણોથી રજુ કરવામાં આવ્યું છે. આલંકારિક વર્ણન સિદ્ધ કરવા પંડિતજીએ કલ્પના વિહાર કરેલ નથી પણ શાસ્ત્રનો આધાર લીધો છે.

આ પુસ્તિકા લખવાની તેઓને શાના આધારે પ્રેરણા મળી તેના અનુસંધાનમાં તેમણે 'ત્રિદેવ નિર્ણય'માં **'વિદ્વાનોનો સમાગમ'** નામથી એક લેખ લખ્યો છે. તેનો સારાંશ નીચે રજુ કરવામાં આવે છે :-

એક વખત પં. વિષ્ણુદત્ત, રામપ્રસાદ, કૃષ્ણપ્રસાદ, ભૈરવ સહાય, ભગવતી ચરણ, ચંદ્રિકાપ્રસાદ, ગંગાધર, યમુનાનંદન, લક્ષ્મણાનંદ વિગેરે જિજ્ઞાસુ વિદ્વાનોએ રજુઆત કરી કે અમે ભારતના જુદા જુદા સ્થાનોની મુલાકાત લીધી છે. બધે અમે સ્વામી દયાનન્દ સરસ્વતીના વેદભાષ્ય મુજબ લોકોને ઉપદેશ પણ આપ્યો છે. આમ છતાં અમને એક બે શંકાઓ થાય છે, જેના સમાધાન વગર મન આકુળ વ્યાકુળ રહે છે. આ શંકાઓ નીચે મુજબ છે.

૧ બ્રહ્મા, વિષ્ણુ અને મહાદેવની પૂજાઓ ક્યારથી શરૂ થઈ?

૨ આ પૂજા વેદ પ્રતિપાદિત છે કે નહીં ?

અમે વેદોનું અધ્યયન કર્યું છે. તેમાં વિષ્ણુ, લક્ષ્મી, શ્રી, સુપર્ણ, સમુદ્ર, બ્રહ્મા, સરસ્વતી, હંસ, રૂદ્ર, શંકર, મહાદેવ, નીલકંઠ, ગૌરી, અંબિકા વિગેરે નામો આવે છે એટલું જ નહીં પણ વિષ્ણુ સૂકત, લક્ષ્મી સૂકત. પણ આવે છે જેના આધારે આ પૂજા કરવામાં આવે છે. આથી શંકા ઉત્પન્ન થાય છે કે આ બ્રહ્મા, વિષ્ણુ અને મહાદેવની પૂજા વૈદિક છે કે અવૈદિક ? બ્રહ્મા અને વિષ્ણુનું વાહન પક્ષી છે. મહાદેવનું વાહન પશુ છે. વિષ્ણુ સમુદ્રમાં રહે છે. મહાદેવ પર્વત ઉપર રહે છે. આ બધું શુ છે ? અમારી આ શંકાઓનું નિવારણ કરશો તેવી અમને આશા છે.

આના જવાબમાં પં. શિવશંકર કાવ્યતીર્થ પોતાનું સંક્ષિપ્ત જીવન વૃતાંત સંભળાવે છે જે નીચે મુજબ છે :-

બાલ્યાવસ્થામાં મને સત્યનારાયણની કથા બહું જ સારી રીતે આવડી ગઈ હોવાથી મને ઘણો જ આનંદ થતો. હું મારી જાતને નસીબદાર માનતો કે પૂર્વજન્મના કર્મના ફળરૂપે મને આ કથા આવડી છે. આ પછી મેં દુર્ગાપાઠનું પણ અર્થ સહિત અધ્યયન કર્યું અને

વિચારવા લાગ્યો કે દુનિયામાં આના જેવો કોઈ ગુપ્ત અને સિદ્ધ ગ્રંથ નથી. કારણ કે આના પાઠથી બધી સિદ્ધિઓ પ્રાપ્ત થાય છે. બધી આશાઓ પણ પુરી થાય છે. સંધ્યા વંદન, પંચદેવ પૂજા, ગાયત્રી જપ, શિવ મહિમ્ન સ્તોત્ર વિગેરે દુર્ગાપાઠ સાથે કરતો હતો. આ પછી મારા ગામની નજીકની સંસ્કૃત પાઠ-શાળામાં હું દાખલ થયો. અહીં હું દશ દશ હજાર બિલ્વ પત્ર અને તુલસીપત્રથી મહાદેવ અને શાલિગ્રામની પૂજા કરવા લાગ્યો. મધુવની સંસ્કૃત પાઠશાળાના મુખ્ય અધ્યાપક શ્રી અંબિ-કાદત્ત વ્યાસ હતા. ( આ પં. અંબિકાદત્ત સ્વામી દયાનન્દના સમકાલીન હતા અને મહાન પંડિત હતા. એમણે 'શિવરાજ વિજય' નામની નવલકથા શિવાજી વિષયે સંસ્કૃતમાં લખી છે. તેમણે સ્વામી દયાનન્દ સાથે શાસ્ત્રાર્થ પણ કર્યો હતો) તેઓએ અમને માંસાહારથી છોડાવ્યા. શ્રી અંબિકાદત્ત વ્યાસ મધુવની છોડીને મુજ-ફ્ફરપુર ઇન્ટ્રેસ સ્કૂલમાં હેડ પંડિત તરીકે જોડાયા. હું પણ તેમની સાથે મુજફ્ફરપુર આવ્યો અને ધર્મસમાજ નામની પાઠશાળામાં દાખલ થયો. આ પાઠશાળામાં સંસ્કૃતની આચાર્ય સુધીની પરીક્ષાના ગ્રંથોનું અધ્યયન કરાવવામાં આવતું હતું. મધુવની સંસ્કૃત પાઠશાળામાં કોઈ કોઈ વાર પં. અંબિકાદત્ત વ્યાસ સ્વામી દયાનન્દ સરસ્વતીની ચર્ચા કરતા હતા.

મુજફ્ફરપુરની પાઠશાળામાં તેઓ વ્યાખ્યાન માટે પણ આવતા. અહીં સ્વામી દયાનંદ સર-સ્વતીની ચર્ચા વિશેષ થતી હતી. હું વ્યાસજીને સ્વામી દયાનન્દ અંગે પુછતો ત્યારે મારા પ્રશ્નની ઉપેક્ષા કરી મને જવાબ આપવામાં આવતો ન હતો. આથી તેમના વિષે મને જાણવાની જીજ્ઞાસા થઈ. ધર્મસભાના પુસ્તકાલયમાંથી મને 'સત્યાર્થ પ્રકાશ' પ્રાપ્ત થયું. મેં તેનું અધ્ય-યન કર્યું. તેના આધારે હું પ્રશ્નો પુછતો એટલે પાઠશાળાના બધા પંડિતો મારા વિરોધી થઇ ગયા. અહીં મેં 'કાવ્યતીર્થ' પરીક્ષા પસાર કરી. આ પછી હું કાશીમાં આવ્યો. આ સમયે કાશીમાં માનમંદિરમાં પંડિતોની સભા થતી. આ સભામાં સ્વામી દયાનન્દ સરસ્વતી રચિત 'સત્યાર્થ પ્રકાશ' આદિ ગ્રંથોના ખંડન કરવાનું કામ મુખ્ય હતું.

શ્રી શિવકુમાર શાસ્ત્રી આ સભાના પ્રમુખ હતા. કાશીના પ્રસિદ્ધ પંડિતો આ સભામાં હાજરી આપતા હતા. આ સભાએ મારા પર ઘણોજ ઉપકાર કર્યો. મને કાશીના પંડિતોની યોગ્યતા જાણવા મળી. મને ઘણુંજ દુઃખ થયું કે કાશીમાંજ વેદવિદ્યા નથી તો પછી બીજે ક્યાં હશે? આ સમયે પં. કૃપારામજી (સ્વામી દર્શનાન્દ સરસ્વતી) કાશીમાં હતા. તેમની સભા જુદી થતી હતી. તે કાશીના પંડિતોના પ્રશ્નોના જવાબ આપતા હતા. પરંતુ મને ઘણુંજ આશ્ચર્ય થયું કે કાશીના પં. કૃપારામજીની યુક્તિઓનું ખંડન કરી શકતા ન હતા. મારે પં. કૃપારામજી કે આર્યસમાજ સાથે કોઇ સંબંધ ન હતો. હું કોઇપણ દિવસ આર્ય-સમાજમાં ગયો ન હતો.

કાશીમાં ધર્મ અંગેની થતી બધી મુખ્ય સભાઓમાં હું હાજરી આપતો હતો. પં. અંબિકાદત્ત વ્યાસનું નિવાસ સ્થાન કાશીમાં હતું. જ્યારે જ્યારે તે આવતા ત્યારે હું તેમના દર્શને જતો. તેમની સાથે ચાર ચાર કલાક સુધી વિચાર વિનિમય કરતો હતો. તેઓ સારી રીતે માનતા હતા કે વેદમાં મૂર્તિપૂજાનું વિધાન નથી. શ્રી દયાનન્દ કહે છે તે સંપૂર્ણ સત્ય છે. પરંતુ કળિયુગમાં લોકો મંદ બુદ્ધિના હોવાથી આ વાત સમજી શકતા નથી. આથી શ્રી દયાનન્દજીની વાત સ્વીકારવાથી સમાજમાં લોક નિંદા થાય છે અને સારા માણસો સંપ-ર્કમાં આવતા નથી.

સ્વામી દયાનન્દ સરસ્વતીની લખેલી ઋગ્-વેદાદિ ભાષ્ય ભૂમિકામાંથી અહલ્યા, વૃત્રાસુર



Scanned with CamScanner

વિગેરેની કથાઓ મેં વાંચી. આમાં આપવામાં આવેલ અર્થ મારા કોઈપણ અધ્યયન પુસ્તકમાં વાંચવામાં આવેલ નહીં.

મને શંકા ઉત્પન્ન થઈ અને શંકાના નિવારણ અર્થે મને વેદ અને બ્રાહ્મણ ગ્રંથોના અધ્યયનની ઉત્કંઠા થઈ. આ શંકાના નિવારણ માટે મેં બીજા શાસ્ત્રોનું અધ્યયન છોડીને વેદોનું અધ્યયન શરૂ કર્યું. વેદોના અધ્યયન પછી મને સમજાયું કે પુરાણોમાં આવતી બ્રહ્મા, વિષ્ણુ અને મહાદેવની વાતો રૂપક અલંકાર માત્ર છે-વિદ્વાનોની કલ્પના છે. ઐતિહાસિક સત્ય નથી. ભારતના લોકો આ સત્ય ભૂલી ગયા છે.

પ્રથમ તો હું મહર્ષિ દયાનન્દજીને હજાર હજાર નમસ્કાર કરૂં છું કે જેમના ગ્રંથોના અધ્યયનથી બધા ભ્રમ દૂર થઇ ગયા. જો મને એમની સહાય ન મળી હોત તો હું પણ ભારતના અન્ય વિદ્વાનોની જેમ અશ્વત્થ,વટ, તુલસી, બિલી વિગેરે વૃક્ષોની અને શાલિગ્રામ, નર્મદેશ્વર વિગેરે પથ્થરોની તેમજ ગંગા, યમુના, કૃષ્ણા કાવેરી વિગેરે નદીઓની, તથા ભૂત–પ્રેત, ડાકિની, વિગેરે સર્વથા મિથ્યા કાલ્પનીક વસ્તુઓની પૂજા કર્યા કરત.

સત્ય નારાયણની કથા, સપ્તશતી વિગેરે મહામિથ્યા ગ્રંથોનો પાઠ કર્યા કરત. વેદસુધી પહોંચવાનો અવસર જ મળત નહિ. જો અવસર મળ્યો હોત તો પણ એના અર્થથી તો વંચિત જ રહી જાત. શ્રી રામચંદ્ર, શ્રી કૃષ્ણચંદ્ર, યુધિષ્ઠિર, અર્જુન વિગેરેનેજ બ્રહ્મ અથવા બ્રહ્મનો અંશ માની પરબ્રહ્મ પરમાત્માથી વિમુખજ રહ્યો હોત. પરંતુ જેમના ગ્રંથાવલોકનથી બધા સંશયો અને ભ્રમ મારા અંતઃકરણમાંથી દૂર થઇ ગયા તેમને પહેલા સહસ્ત્રશઃ નમસ્કાર કરૂં છું. અને છેલ્લે સચ્ચિદાનન્દ પરમાત્માને વંદન કરૂં છું કે તે મારા કાર્યમાં સહાયરૂપ થાય.



પ્રાચીન કાળમાં આપણા દેશમાં જ્યારે ઋષિ મુનિઓ, ધર્માત્માઓ મહાપુરૂષો વેદવિદ્યાનો પ્રચાર કરતા હતા ત્યારે એકજ પરમાત્માની ઉપાસના થતી હતી. પરમાત્માને જુદા જુદા ગુણવાચક નામો જેવા કે ઇન્દ્ર, મિત્ર, વરૂણ, અગ્નિ, વાયુ વિગેરે દ્વારા બોલાવવામાં આવતા હતા. આ બાબતમાં વેદમાં સ્પષ્ટ જણાવેલ છે–

ઇન્દ્રં મિત્રં વરૂણમગ્નિમાહુરથો દિવ્યઃ સ સુપર્ણો ગરૂત્માત્ એકં સદ્વિપ્રાઃ બહુધા વદન્ત્યગ્નિં યમં માતરિશ્વાનમાહુ઼ઃ

સમય પસાર થતો ગયો તેમ તેમ લોકો એક પરમાત્માની ઉપાસના ભૂલીને પ્રકૃતિના તત્વોની પણ ઉપાસના કરવા લાગ્યા. પ્રકૃતિ તત્વ અનંત છે. જેમકે પૃથિવી, જળ, માંછલી, મગર, કાચબો, સમુદ્ર, પર્વત, નદી, વૃક્ષ, પશુ, પંખી, સૂર્ય, ચંદ્ર, તારા વિગેરે. આ બધા પ્રકૃતિ દેવીની વિભૂતિઓ છે. એક એવો પણ સમય આવ્યો કે જ્યારે વિદ્વાનો ઓછા થતા ગયા અને સત્યોપદેશ આપવાની પ્રથા લગભગ બંધ થઈ ગઈ હતી. ત્યારે અજ્ઞાનતાને લીધે પ્રજા એક પરમાત્માની ઉપાસનાને બદલે પ્રકૃતિ દેવીની જુદી જુદી વિભૂતિઓની ઉપાસના કરવા લાગી હતી. આ સમયે કેટલાંક વિદ્વાનો ઉત્પન્ન થયા જેઓ લોકોને અસંખ્ય દેવોની ઉપાસના છોડાવીને એક પરમાત્માની ઉપાસના સુધી તો પહોંચાડી શકયા નહીં પણ ત્રણ દેવોની ઉપાસના પ્રત્યે રસ ઉત્પન્ન કરી શકયા. આ ત્રણ દેવો નીચે મુજબ છે :–

૧ દ્યુલોકના સૂર્યદેવ

૨ અંતરિક્ષના વાયુદેવ

૩ પૃથિવીના અગ્નિદેવ.

વિશેષમાં એ ઉપદેશ પણ આપ્યો કે યથાર્થમાં ત્રણે દેવ એક જ છે અને ત્રણેયમાં ગૂઢ રીતે એક જ પરમાત્મા વિદ્યમાન છે અને



Scanned with CamScanner

તે તેઓને ચલાવી રહેલ છે તથા તે જ ખરેખર પૂજ્ય અને ઉપાસનાને લાયક છે તેમજ સત્ય છે. પણ આ સૂક્ષ્મ જ્ઞાન સુધી પ્રજા પહોંચી શકી નહીં. કેવળ સૂર્ય, વાયુ અને અગ્નિ મુખ્યત્વે યજ્ઞ–આદિમાં પૂજાવા લાગ્યા હતા. પરંતુ અત્યાર સુધી આ ત્રણેય દેવોની કોઇ પણ જાતની મૂર્તિ બની ન હતી. પછી બૌદ્ધ અને જૈન સમ્પ્રદાયોનો પ્રચાર શરૂ થયો. આ લોકો ઇશ્વરના અસ્તિત્વને સ્વીકારતા ન હતા પરંતુ પોતાના ગુરૂ કે તીર્થંકરોની મૂર્તિઓ બનાવીને મંદિરોમાં સ્થાપના કરી તેની ઉપાસના કરતા. જૈન સમ્પ્રદાયે સર્વપ્રથમ મૂર્તિપૂજાની શરૂઆત કરી. તેઓ મંદિરોમાં મૂર્તિઓની સ્થાપના કરી ઘંટ, શંખ વિગેરેના ધ્વનિથી લોકોના ટોળાને આકર્ષવા લાગ્યા. બીજા કેટલાંક વિદ્વાનો પણ આવી મૂર્તિઓ બનાવી પોતાની તરફ લોકોને આકર્ષવાનું વિચારવા લાગ્યા અને તે મુજબ તેઓએ ત્રણ દેવોની કલ્પના કરી.

૧ સૂર્યના સ્થાને વિષ્ણુદેવ

૨ વાયુના સ્થાને બ્રહ્મા

૩ વિદ્યુતના સ્થાને મહાદેવ જેને રૂદ્ર, શિવ, ભોળાનાથ પણ કહેવામાં આવે છે. ફક્ત વિદ્યુત જ નહીં પણ બધાં જ પ્રકારની અગ્નિ શક્તિને સ્થાને રૂદ્રની કલ્પના કરવામાં આવી.

## વિષ્ણુદેવ

દ્યુલોકના સૂર્યદેવનું ‘ વિષ્ણુદેવ ’ નામ આપવામાં આવ્યું છે. વિષ્ણુપુરાણના અધ્યાય ૧૫ ના પ્રથમ અંશના ૧૩૧ અને ૧૩૨ મા શ્લોકમાં સૂર્યના ૧૨ નામ આવે છે. એમાં એક નામ વિષ્ણુ પણ છે. એવી જ રીતે મહાભારતના આદિ પર્વના ૧૨૩ અધ્યાયના ૬૫ અને ૬૬ માં શ્લોકોમાં પણ સૂર્યના એક નામ તરીકે વિષ્ણુનું નામ બતાવવામાં આવેલ છે. નિઘંટુના અધ્યાય ૫. ખંડ ૬ માં પણ વિષ્ણુનો અર્થ સૂર્ય કરેલ છે. આવી જ રીતે વેદમાં પણ વિષ્ણુ શબ્દ સૂર્યના અર્થમાં વપરાયેલો છે.

## વિષ્ણુનું વાહન ગરુડ

સૂર્યના જે જે ગુણો છે તેની કલ્પના વિષ્ણુમાં કરવામાં આવી અને જે જે શબ્દોના બે અર્થ થતા હોય ત્યાં તેના અર્થ મુજબ વિષ્ણુનું વાહન, સ્થાન, શક્તિ વિગેરેની કલ્પના કરવામાં આવી. પુરાણોમાં વિષ્ણુનું વાહન ગરૂડ બતાવવામાં આવે છે. ગરુડને સંસ્કૃતમાં સુપર્ણ કહેવામાં આવે છે. સંસ્કૃતમાં સૂર્યના કિરણોને પણ સુપર્ણ કહેવામાં આવે છે. નિઘંટુમાં પણ સૂર્યના કિરણોનું નામ સુપર્ણ દર્શાવેલ છે. વેદમાં પણ ‘સુપર્ણ’ શબ્દ સૂર્યના કિરણ માટે વપરાયો છે. સૂર્યના કિરણો સૂર્યનું વાહન છે. એટલે કે પ્રકાશ અને શક્તિ સૂર્યના કિરણો દ્વારા જ બધે પહોંચે છે. આથી જ્યારે સૂર્યના સ્થાને વિષ્ણુની કલ્પના કરવામાં આવી ત્યારે સૂર્યનું વાહન સુપર્ણ (કિરણ)ના સ્થાને ગરૂડની કલ્પના કરવામાં આવી કારણ કે સુપર્ણનો એક અર્થ ગરૂડપક્ષી પણ થાય છે.

## સર્પ ભક્ષક ગરૂડ

ગરૂડ સાપને ખાય છે. સાપને સંસ્કૃતમાં ‘અહિ’ પણ કહેવામાં આવે છે. વૈદિક ભાષામાં અહિ શબ્દનો અર્થ મેઘ પણ થાય છે. સૂર્યના સુપર્ણ (કિરણો) અહિ (મેઘ)ને ખાય છે. એટલે કે મેઘનો નાશ કરીને વરસાદ વરસાવે છે. આના આધારે વિષ્ણુનું વાહન સુપર્ણ (ગરૂડ) અહિ (સાપ) ખાવાવાળું છે. આમાં દ્વિઅર્થી શબ્દોના આધારે સૂર્યના સ્થાને વિષ્ણુ અને તેના વાહન કિરણોના સ્થાને ગરૂડની કલ્પના મજબુત બનાવવામાં આવી છે.

## સુપર્ણ અને અમૃતહરણ

મહાભારતના આદિ પર્વમાં સુપર્ણ અને અમૃત હરણનું આખ્યાન આવે છે. જે નીચે મુજબ છે :—



Scanned with CamScanner

ગરુડની માતા વિનતા કોઈ કારણસર સર્પની માતા કદ્રુની દાસી બની ઘણું જ દુઃખ અનુભવતી હતી. એક દિવસ માતા પાસે જિજ્ઞાસા કરવાથી ગરુડને જાણ થઈ કે જ્યાં સુધી અમૃત લાવી સર્પોને આપવામાં ન આવે ત્યાં સુધી મારી માતા દાસપણામાંથી મુક્ત થશે નહીં. આથી ગરુડને અમૃત લાવવા માટે ઘણો શ્રમ કરવો પડ્યો. આ આખ્યાનનું મૂળ સૂર્ય કિરણ છે. અમૃત નામ જળનું છે તેનું વિધાન અમરકોશમાં છે. સુપર્ણ એટલે કે સૂર્યના કિરણો પૃથિવી પરથી જળનું હરણ કરીને વાદળોને આપે છે. સર્પ અને વાદળો બંને માટે 'અહિ' શબ્દ વપરાય છે. સૂર્યના કિરણો (સુપર્ણ) જળ (અમૃત) નું હરણ કરીને વાદળો (અહિ)ને આપે છે. સૂર્યના કિરણો વાદળાના પોષક અને ભક્ષક છે એટલે કે સૂર્યના કિરણો પૃથિવી ઉપરથી જળનું શોષણ કરીને વાદળોને આપીને વાદળાઓ બનાવે છે તે રીતે પોષક છે. તે જ સૂર્યના કિરણો પોતાના તાપથી વાદળોને વરસાવે છે એટલે કે ભક્ષક પણ છે.

## વિષ્ણુ અને સમુદ્ર

પુરાણોમાં પ્રસિદ્ધ કથા આવે છે કે વિષ્ણુ ભગવાન ક્ષીર સાગરમાં નિવાસ કરે છે. આપણે સાવધાન થઇને વિચારીએ તો સમજાશે કે અહિં પણ સૂર્યનું જ વર્ણન છે. વૈદિક ભાષામાં સમુદ્ર નામ આકાશનું છે. નિઘંટુમાં આકાશ માટે ૧૬ નામો છે, તેમાં એક નામ સમુદ્ર પણ છે. વેદમાં પણ સમુદ્ર નામ આકાશના અર્થમાં વપરાયેલ છે. સૂર્યના સ્થાને વિષ્ણુની કલ્પના કરવામાં આવી ત્યારે સૂર્યનું નિવાસ સ્થાન આકાશ (અપ) ને સ્થાને જળની કલ્પના કરવામાં આવી.

## વિષ્ણુ અને શેષનાગ

શેષનાગને વિષ્ણુ ભગવાનનું આસન માનવામાં આવે છે. શેષનાગ હજાર હાથ અને હજાર ફેણવાળો છે. એમ પણ માનવામાં આવે છે. આ કલ્પનાનું કારણ પણ સૂર્ય અને દિઅથી શબ્દ છે. સૂર્ય–પૃથિવી, બૃહસ્પતિ વિગેરે ગ્રહોને પોતાની આકર્ષણ શક્તિથી નિયંત્રણમાં રાખે છે અને આ સૂર્ય પણ પરમાત્માને આધારે રહે છે. આ પરમાત્માનું એક નામ 'શેષ' છે. કારણ કે તે જ છેલ્લે 'શેષ' (બાકી) રહે છે. આથી સૂર્યનો આધાર 'શેષ' એટલે કે ભગવાન છે. આના આધારે વિષ્ણુ (સૂર્ય) ના આધાર શેષનાગની કલ્પના કરવામાં આવી છે. આવો હજાર ફેણવાળો અને સફેદનાગ જગતમાં ક્યાંય જોવામાં આવતો નથી. આ કલ્પના પણ સૂર્યના આધારે કરવામાં આવી છે. આ સૂર્યના ચક્રનું વર્ણન છે. સૂર્ય પોતાના ચક્ર ઉપર બેઠો છે. આ ચક્ર હજાર કિરણોવાળું અને સફેદ જોવામાં આવે છે. આથી હજાર શબ્દ અનંત કિરણો માટે વપરાયો છે.

## વિષ્ણુ અને ચતુર્ભુજ

પુરાણોમાં વિષ્ણુને ચાર હાથવાળો માનવામાં આવે છે. આ કલ્પના પણ સૂર્યના આધારે કરવામાં આવેલ છે. સૂર્યના કિરણો ચારેય દિશામાં ફેલાય છે તેના આધારે વિષ્ણુને ચાર હાથવાળા બતાવ્યા છે. આવી રીતે કોઈ કોઇ જગ્યાએ વિષ્ણુના આઠ હાથ અથવા દસ હાથ પણ દર્શાવવામાં આવે છે. સૂર્યના કિરણો આઠે દિશાઓ (ચાર દિશા + ચાર ખૂણા) અથવા દશ દિશાઓ (ચાર દિશા + ચાર ખૂણા + ઉપર અને નીચે) ફેલાય છે. તેના આધારે કલ્પના કરવામાં આવી છે.

## વિષ્ણુ અને સફેદવર્ણ

પુરાણોમાં વિષ્ણુનો વર્ણ સફેદ બતાવવામાં આવ્યો છે. સૂર્યના સ્થાને વિષ્ણુની કલ્પના કરવામાં આવી હોવાથી વિષ્ણુનો વર્ણ સફેદ માનવો વ્યાજબી છે.

## વિષ્ણુ અને કૃષ્ણવર્ણ

પુરાણોમાં મોટે ભાગે ભગવાનનું

સ્વરૂપ શ્યામ ( કૃષ્ણ ) બતાવવામાં આવે છે. આનું કારણ પણ સૂર્ય જ છે. દુઃખ સાથે લખવું પડે છે કે કૃષ્ણ શબ્દનો વાસ્તવિક અર્થ ભૂલી અહીં અર્થનો અનર્થ કરવામાં આવ્યો છે. વેદોમાં સૂર્યને કૃષ્ણ કહેવામાં આવે છે, કારણ કે સૂર્યમાં આકર્ષણ શક્તિ વિશેષ પ્રમાણમાં છે. તેથી ગ્રહો પોતાની ભ્રમણ કક્ષામાં તેની આસપાસ ફરે છે. સૂર્યની શક્તિ કૃષ્ણનો અર્થ આકર્ષણ શક્તિ હતો. સૂર્યને સ્થાને વિષ્ણુની કલ્પના કરવામાં આવી ત્યારે કૃષ્ણનો અર્થ આકર્ષણ ભૂલાઈને શ્યામ-કાળો રહી ગયો. અને તે આધારે વિષ્ણુને શ્યામ માનવામાં આવે છે. આથી રામ કૃષ્ણાદિ વિષ્ણુના અવતારોને પણ વિષ્ણુની જેમ શ્યામ રંગના માનવામાં આવ્યા છે. ખરી રીતે જોતા દશરથ પુત્ર રામચંદ્ર અને વસુદેવ પુત્ર કૃષ્ણ કાળા હોય તે માનવામાં આવે તેવી વાત નથી. તેઓ રાજવંશી હતા અને ચોક્કસ ગૌર વર્ણના હશે પણ તેઓને વિષ્ણુના અવતાર તરીકે રજુ કરવામાં આવ્યા એટલે વિષ્ણુનો વર્ણ શ્યામ છે. તો તેમનો વર્ણ પણ શ્યામ ગણવામાં આવ્યો અને કૃષ્ણ શબ્દના અર્થનો અનર્થ કરી નાખ્યો.

### વિષ્ણુ અને લક્ષ્મી

લક્ષ્મી અથવા શ્રીદેવીને વિષ્ણુની પત્ની માનવામાં આવે છે. શોભા અથવા સંપત્તિનું નામ લક્ષ્મી અથવા શ્રી છે, શોભા અથવા સંપત્તિ પૃથિવી ઉપર ક્યાંથી આવે છે તે વિચારીએ તો સમજાશે કે સૂર્યના કારણે પ્રાપ્ત થાય છે. દિવસે સૂર્યમાંથી પશુ, પક્ષી, મનુષ્ય વિગેરે શક્તિ અને પ્રકાશ મેળવે છે. ચંદ્રના ઉદયથી રાત્રીની શોભા વધે છે. આ ચંદ્ર પણ સૂર્યમાંથી પ્રકાશ મેળવે છે. આથી આ પૃથિવી ઉપરની બધી શોભા સૂર્યના પ્રતાપે પ્રાપ્ત થાય છે. આથી સૂર્યની શક્તિ શોભા લક્ષ્મીની કલ્પના પુરાણોમાં વિષ્ણુની પત્નિી લક્ષ્મી તરીકે કરવામાં આવી.

### વિષ્ણુ અને કમળ

જેમ મહાદેવને બિલીપત્ર પસંદ છે તેમ વિષ્ણુને કમળ પસંદ છે. કમળના ફૂલ અતિ સુંદર હોવાથી તો વિષ્ણુને પસંદ નથી ને? ના. કમળ કરતા બીજા ઘણા સુંદર ફૂલ પૃથિવી ઉપર મળે છે. વિષ્ણુ પાણીમાં નિવાસ કરે છે અને કમળના ફૂલ પણ પાણીમાં થાય છે એટલે તો વિષ્ણુને પસંદ નથી ને? ના...પાણીમાં બીજા પણ ફૂલ થાય છે એટલે આ કારણ પણ વ્યાજબી જણાતું નથી. વિષ્ણુને કમળના ફૂલ પ્રિય છે. તેના કારણમાં સૂર્યદેવ છે. સૂર્યનો કમળના ફૂલ સાથે ઘનિષ્ઠ સંબંધ છે. સૂર્યનો ઉદય થતાં કમળનું ફૂલ પણ ખીલે છે અને અસ્ત થતાં કમળનું ફૂલ પણ બિડાઈ જાય છે. સૂર્યના સ્થાને વિષ્ણુદેવની કલ્પના કરવામાં આવી ત્યારે સૂર્યની સાથે ઘનિષ્ઠ સંબંધ ધરાવતા કમળના ફૂલને વિષ્ણુની પ્રસન્નતામાં અતિ ઉત્તમ માનવામાં આવ્યું.

### વિષ્ણુ અને સમુદ્રમંથન

સમુદ્રમંથનની કથા અતિ પ્રસિદ્ધ છે. રામાયણ, મહાભારત ભાગવત આદિ પુરાણોમાં તેની ચર્ચા આવે છે. ટૂંકમાં આ કથા નીચે મુજબ છે.

જ્યારે દેવો અસુરો સામે હારી ગયા અને અસુરોની વૃદ્ધિ થવા લાગી ત્યારે દેવો બ્રહ્માને લઇને વિષ્ણુ પાસે ગયા. વિષ્ણુએ તેમને સલાહ આપી કે તમે અસુરો સાથે મળીને સમુદ્રમંથન કરો, તેમાં તમને સફળતા મળશે ત્યારે પ્રથમ વિષ નિકળશે. પણ તેથી તમે ગભરાશો નહીં. મંદરાચલ પર્વતને મંથનદંડ અને વાસુકિ નાગને દોરડું બનાવી સમુદ્રમંથન કરજો. તેમાં જ તમારું કલ્યાણ છે. દેવો અને અસુરોએ મળીને સમુદ્રમંથન શરૂ કર્યું. પછી



Scanned with CamScanner

હવિર્ધાની ઉત્પન્ન થઈ, જે ઋષિઓએ લીધી. પછી સફેદ વર્ણનો ઉચ્ચૈ:શ્રવા ઘોડો અને ઐરાવત હાથી ઉત્પન્ન થયા, જે ઇન્દ્રની સેવામાં રહ્યા પછી કૌસ્તુભમણિ પ્રાપ્ત થયો જેને વિષ્ણુએ ગ્રહણ કર્યો. પછી પારિજાત અને અપ્સરાઓ ઉત્પન્ન થઈ. પછી લક્ષ્મી ઉત્પન્ન થઈ જે વિષ્ણુની પત્ની થઈ. ત્યાર પછી વારૂણી ઉત્પન્ન થઇ જેને અસુરોએ ગ્રહણ કરી. છેવટે ધન્વન્તરી વૈદ્ય અમૃતનો ઘડો લઇને પ્રગટ થયા. આ સમયે વિષ્ણુ અદ્રશ્ય થઈ ગયા. દેવો અને દાનવો વચ્ચે અમૃત માટે ભયંકર યુદ્ધ થયું જેમાં અસુરો દેવોને મારી અમૃત લઈ જવા લાગ્યા. આ સમયે વિષ્ણુ મોહિની રૂપે પ્રગટ થયા અસુરોને મોહિત કર્યા અને તેમની પાસેથી અમૃતનું પાત્ર મેળવી, અસુરોને છેતરીને દેવોને અમૃતપાન કરાવ્યું.

ભાગવત, મહાભારત અને વાલ્મિકી રામાયણની કથામાં ક્યાંક ક્યાંક ફેર છે.

**શું ખરેખર અમૃતમંથન થયું હતું ? શું સમુદ્રમંથનથી અમૃત પ્રાપ્ત થઇ શકે ? અમૃતપાન કરીને અમર થયેલ દેવતાઓ અત્યારે ક્યાં છે ?** આ પ્રશ્નોનો સાચો ઉત્તર પ્રાપ્ત થઈ શકે તેમ નથી. આ કથાનો ભાવ નીચે મુજબ છે :- અગાઉ આપણે જોયું કે સમુદ્રનો અર્થ આકાશ થાય છે. અસુર નામ 'મેઘ'નું છે. નિઘંટુમાં મેઘ માટે 'અસુર' શબ્દ આવે છે. આવીજ રીતે દેવ નામ 'સૂર્ય'ના કિરણો માટે વપરાય છે, તે સુવિદિત છે.

જેવી રીતે દૂધ જમાવીને દહીં બનાવવામાં આવે છે અને દહીંનું મંથન કરીને તેમાંથી માખણ મેળવીને પછી માખણમાંથી ઘી બનાવવામાં આવે છે; તેવી જ રીતે સૂર્યના કિરણો દ્વારા પૃથિવી ઉપરથી પાણી ખેંચી આકાશમાં એકત્રિત કરવામાં આવે છે અને તે મેઘ રુપે બની આકાશમાં આમતેમ દોડવા લાગે છે.

**" આ જ દેવો ( સૂર્ય કિરણો ) અને અસુરો ( મેઘ વાદળાં ) નું સમુદ્ર મંથન. "** વેદોમાં વરસાદના પાણીને 'અમૃત' કહેવામાં આવ્યું છે. અમરકોશમાં પણ જળનું એક નામ 'અમૃત' છે. પૃથિવી ઉપરનું જળ સૂર્ય કિરણો દ્વારા બાષ્પિભવન થઈ આકાશમાં જાય છે અને ત્યાં વાદળો બંધાય છે. આ વાદળો વરસાદના પાણીને લઇને આમતેમ આવન જાવન કરે છે. તે જ અસુરોનું ( મેઘોનું ) અમૃત ( વરસાદનું પાણી ) પ્રાપ્ત કરવામાં અમે મહેનત કરી પણ તે અસુરો ( મેઘો ) લઈ જાય છે, તેથી તેઓ વિષ્ણુ ( સૂર્ય ) પાસે જાય છે અને અમૃત પ્રાપ્ત કરવા મદદરૂપ થવા વિનંતી કરે છે. હવે દેવોની પ્રાર્થના સાંભળી વિષ્ણુ ભગવાન ( સૂર્ય ) મોહિની ( વિજળી ) નું રૂપ ધારણ કરીને અસુરો ( મેઘો ) ને છિન્ન ભિન્ન કરે છે. આ વર્ણન પ્રાકૃતિક જ છે જેમાં વિષ્ણુ મોહિની રુપ ધારણ કરીને અસુરોને છેતરીને અમૃત પ્રાપ્ત કરે છે વિજળી પ્રકાશમય છે અને આંખને આંજી નાખતી હોવાથી તેની કલ્પના મોહિની રુપમાં કરવામાં આવી છે. વિજળીના કારણે વાદળોમાંથી પૃથિવી ઉપર વરસાદ પડે છે. આજ દેવોની અમૃત પ્રાપ્તિ છે. વરસાદના પાણીને અમૃત કહેવામાં આવે છે તે તો આપણે ઉપર જોઈ ગયા છીએ.

આ અમૃતમંથન એટલે કે " પૃથિવી ઉપરના જળનું બાષ્પીભવન થઇને આકાશમાં પહોંચવું, ત્યાં દ્રવીભૂત થઈને વાદળો બંધાવા અને પછી પૃથિવી ઉપર વર્ષા થવી. " આ અમૃતમંથન હરહંમેશ ચાલું જ રહે છે.

આપણને અનુભવ હશે કે વરસાદની શરૂઆત પહેલાં એકદમ ગરમી અને ઉકળાટ થાય છે અને લોકો પરસેવાથી તરબોળ થઈ જાય છે. આ વરસાદ પહેલાંની ગરમી અને ઉકળાટ જ સમુદ્રમંથનમાંથી ઉત્પન્ન થયેલ 'વિષ' ગણાય. 'રુદ્ર' આ વિષનું પાન કરે છે. રુદ્રનો અર્થ



Scanned with CamScanner

'વિદ્યુતાગ્નિ' થાય છે. વિદ્યુત ઉત્પન્ન થયા પછી જ વરસાદ મન મુકીને વરસે છે અને વાતાવરણમાં ઠંડક થાય છે અને લોકો સંતોષની લાગણી અનુભવે છે. આજ રુદ્રનું 'વિષપાન' છે.

સમુદ્ર મંથનમાંથી 'ઉચ્ચૈઃ શ્રવાઃ' ઘોડો અને 'ઐરાવત' હાથી ઉત્પન્ન થયા. વરસાદ વરસતા પહેલાં વાયુ વાય છે. તેનું નામ 'ઉચ્ચૈઃ શ્રવાઃ' છે. આ વાયુ વાય ત્યારે લોકો સમજે છે કે હવે વરસાદ થશે. આને 'ઉચ્ચૈઃ શ્રવાઃ' ઘોડો કહેવાય છે કારણ કે જેમ ઘોડો માણસને વાયુવેગે તેના ઇચ્છિત સ્થાને લઈ જાય છે તેવી જ રીતે આ વરસાદ પહેલાંનો વાયુ વાદળાને તેના ઇચ્છિત સ્થાને લઈ જાય છે. આથી તેને 'ઉચ્ચૈઃ શ્રવાઃ' ઘોડો કહેવામાં આવે છે. આ વરસાદ પહેલાં વાતો વાયુ મીઠો અને મધુરો હોય છે તથા અમુલ્ય વરસાદ લાવતો હોવાથી તેની ઉચ્ચ કિર્તી–યશ–માન સમાજમાં છે. આથી તેને 'ઉચ્ચૈઃ શ્રવાઃ' ઘોડો કહેવામાં આવે છે. આ 'ઉચ્ચૈઃ શ્રવાઃ' ઘોડો ઈન્દ્રનું વાહન છે. ઈન્દ્રનો એક અર્થ સૂર્ય થાય છે. વાયુની ગતિ સૂર્યને અધીન છે તેથી તેની ઈન્દ્રના વાહન તરીકે કલ્પના કરવામાં આવી છે.

વર્ષાના જળથી ભરપૂર મેઘોને 'ઐરાવત' કહેવામાં આવે છે, તે હાથીની જેમ મંદ ગતિએ ચાલતા હોવાથી તેને હાથીની ઉપમાં આપવામાં આવી છે. આથી મંદગતિએ ચાલતા, વરસાદથી ભરપૂર વાદળાંને હાથીની ઉપમાં આપવામાં આવી છે.

આ પછી પારિજાત વૃક્ષ પ્રગટ થયું. આ પણ 'મેઘ'ની એક સ્થિતિનું વર્ણન છે. આકાશમાં ચારે બાજુએ મેઘોનો દેખાવ વૃક્ષો જેવો હોય છે તે 'પારિજાત' છે. 'પરિ' એટલે ચારેબાજુ અને 'જાત' એટલે ઉત્પન્ન થવું. 'પરિજાત' એટલે ચારેબાજુ ઉત્પન્ન થવું. પરિજાતમાંથી 'પારિજાત' શબ્દ બન્યો છે.

આ પછી 'કૌસ્તુભ મણિ' પ્રગટ થાય છે. 'મણિ' નામ પથ્થરનું છે. 'કુ' નામ પૃથિવીનું છે જે સાતમી વિભક્તિમાં 'કૌ' થાય છે.

'कौ पृथिव्यां पदार्थान् यः स्तोभति हिंसतीति कौस्तुभो मेघपृष्ट प्रस्तरः'

પૃથિવી ઉપરના પદાર્થોને હિંસિત કરે છે તે 'કૌસ્તુભ' કહેવાય છે. આ વિષ્ણુનું આભુષણ છે કારણ કે 'વિષ્ણુ' એટલે કે સૂર્યના કારણથી જ તેની ઉત્પત્તિ થાય છે. આ પણ 'મેઘ'ની એક સ્થિતિનું જ વર્ણન છે.

પછી લક્ષ્મીદેવી ઉત્પન્ન થાય છે. લક્ષ્મીનો અર્થ 'શોભા' થાય છે તે તો આગળ કહી ગયા છીએ. અહિં મેઘની 'શોભા'નું નામ 'લક્ષ્મી' છે જે સૂર્યની શક્તિથી ઉત્પન્ન થયેલ હોવાથી તેને સૂર્યના સ્થાને કલ્પિત કરેલા વિષ્ણુની પત્ની તરીકે માનવામાં આવી.

આ પછી 'વારુણી' દેવી ઉત્પન્ન થયા. આ વર્ષાનું જ રૂપાંતર છે. જે વર્ષા બધાંને ગ્રહણ કરવા યોગ્ય હોય તે 'વારુણી' કહેવાય.

વર્ષાઋતુના આ પ્રાકૃતિક વર્ણનને આધારે બનાવેલ કાલ્પનીક આખ્યાનને આપણે સત્ય માનીએ છીએ કે દેવો અને દાનવોએ સમુદ્ર મંથન કર્યું હતું જેમાં વિષ્ણુ ભગવાને મોહિની રુપ ધારણ કરીને અસુરોને છેતરીને દેવોને અમૃતપાન કરાવ્યું હતું. જો ભગવાન પણ છળકપટ કરતા હોય તો સામાન્ય માણસ શા માટે તેમનું અનુકરણ ન કરે? આવા કાલ્પનીક આખ્યાનથી સમાજને શો બોધ અને પ્રેરણા આપી શકાય?

### અગસ્ત્ય ઋષિનું સમુદ્રપાન

અગસ્ત્ય ઋષિ સમુદ્ર પી ગયા તેવી વાત આપણા ધાર્મિક સાહિત્યમાં આવે છે. 'ધર્મની વાતમાં શંકા કરાય નહિ' એ આધારે લોકો



Scanned with CamScanner

આવી વાતોને સત્ય માને છે અને આવા મતાણી ઋષિના ગુણગાન ગાય છે. પરંતુ બુદ્ધિથી વિચારતા નથી કે એક માણસના શરીરમાં સમુદ્રનું પાણી કઈ રીતે સમાઈ શકે? આ વૈજ્ઞાનીક દૃષ્ટિએ શક્ય છે કે નહીં? ખરેખર તો અહીં અગસ્ત્યનો અર્થ 'વર્ષા ઋતુ પછીનો સૂર્ય' થાય છે. જે મેઘને સંપૂર્ણ રીતે નષ્ટ-ભ્રષ્ટ કરી આકાશને સ્વચ્છ કરી નાખે તે 'અગસ્ત્ય' એટલે કે શરદઋતુનો સૂર્ય. વૈદિકકોશમાં સમુદ્રનો અર્થ આકાશ થાય છે તે તો આપણે જોઈ ગયા છીએ. અગસ્ત્ય મુનિ સમુદ્રપાન કરી ગયા એટલે કે શરદઋતુના સૂર્યે વર્ષાઋતુ પછી આકાશમાં બાકી રહી ગયેલા જળ ભરેલા મેઘમંડળનો નાશ કર્યો તે થાય છે.

## બલિરાજા અને વામન અવતાર

ભાગવતના આઠમાં સ્કંધના ૧૯ માં અધ્યાયમાં વામન અવતારની કથા વિસ્તાર પૂર્વક આવે છે, તે કથા ટૂંકમાં નીચે મુજબ છે:-

દેવાસુર સંગ્રામમાં અસુરોનો વિજય થયો અને દેવ લોકોના બધા અધિકારો ઝુંટવી લેવામાં આવ્યા. આ પ્રકારે દેવમાતા 'અદિતિ' ના પુત્રો નષ્ટ થઈ ગયા. તેમનું સ્વર્ગનું રાજ્ય પણ અસુરોએ છીનવી લીધું. ત્યારે અદિતિ પોતાના પુત્રોના અતિશય દુઃખથી દુઃખી થઈ વિલાપ કરવા લાગી. એક વખત મહર્ષિ કશ્યપ અદિતિના આશ્રમે આવ્યા. તેમણે જોયું કે અદિતિ ઘણીજ દુઃખી છે. આશ્રમ પણ આનંદ અને ઉત્સાહ રહિત છે. આથી કશ્યપે કારણ પુછયું. અદિતિએ કારણ કહ્યું. પછી કશ્યપ ઋષિએ કહ્યું કે દેવ અને અસુર બંને મારા પુત્રો છે આથી અસુર તમારા પણ પુત્રો થયા તો અસુરોના વિજયથી તમે શા માટે ચિંતિત રહો છો? તમે ભગવાનની સેવા કરો તે તમારા મનોરથો પૂર્ણ કરશે. તેની સેવા અમોઘ છે. આ પછી અદિતિ વ્રત કરવા લાગી. થોડા સમય પછી અદિતિના ગર્ભથી વામનજી ઉત્પન્ન થયા. બધા દેવલોકોએ મળીને તેના ઉપનયન સંસ્કાર કરાવ્યા.

અસુરાધિપતિ બલિરાજાના યજ્ઞના સમાચાર સાંભળી વામનજી ત્યાં ગયા. બલિરાજાએ વામનજીનો શાસ્ત્ર પ્રમાણે સત્કાર કર્યો. બલિરાજા કહેવા લાગ્યા-આપનું સ્વાગત કરૂં છું. આપને નમસ્તે. આપની શું સેવા કરીએ? આજે અમારા પિતરો તૃપ્ત થયા છે. આજે અમારૂં કુળ પવિત્ર થયું છે. આજે યજ્ઞવિધિ સારી રીતે સંપન્ન થઈ છે. આપના ચરણ ધોયેલ જળથી અમે નિષ્પાપ થયા છીએ. હે બટુકજી! આપની શું ઈચ્છા છે? ગાય, સ્વર્ણ, ગામ, કન્યા, હાથી, ઘોડા વિગેરે જે જોઈતું હોય તે મારી પાસેથી માંગી લો. બલિરાજાની આ વાત સાંભળી વામનજીએ બલિરાજાના ગુણોનું વર્ણન કર્યું અને તેમના વંશની કીર્તિ ગાઇ સંભળાવી. પછી કહ્યું કે આપની પાસે ત્રણ પગલા પૃથિવી માંગુ છું. તેનાથી વધારે મારે કોઇ કામના નથી. જરૂરીયાત કરતા વધારે માંગવુ યોગ્ય નથી. વામનજીના વચન સાંભળી બલિરાજાએ કહ્યું કે બટુકજી! આપની વાણી અનુભવી જ્ઞાની વૃદ્ધો જેવી છે. રાજા પાસે ત્રણ પગલા પૃથિવી માંગો છો તે તો ઘણું ઓછું છે. આમ છતાં તમારી કામના પુરી થાઓ. હું તમને ત્રણ પગલાં પૃથિવી આપવાનો સંકલ્પ કરૂં છું. આ પછી વામનજીનું સ્વરુપ વધવા લાગ્યું. પહેલા પગલે પૃથિવી અને બીજાએ દ્યુલોક માપી લીધા અને કહ્યું-હવે ત્રીજા પગલાની પૃથિવી આપો. જો તમે તે આપી શકો તેમ ન હો તો પાતળમાં જાઓ કારણ કે તમે તમારી પ્રતિજ્ઞા પૂરી કરી શકયા નથી. વચન પ્રમાણે બલિરાજા પાતાળલોકમાં ગયા.

ભારતમાં કેટલું ઘોર અજ્ઞાન અને અંધકાર છે? પૂજ્ય ગણાતા દેવોને છળકપટી વર્ણવ્યા



Scanned with CamScanner

છે. છળકપટ કરનાર દેવો પાસે સાધારણ સમાજ શું પ્રેરણા મેળવવાનો હતો ? દેવો અને મહાપુરૂષોનું જેવું આચરણ હોય તે મુજબજ લોકો આચરણ કરે છે.

ભારતમાં જ્યારે વેદનું અધ્યયન અને અધ્યાપન મંદ પડી ગયું અને લોકો આધ્યાત્મિક ક્ષેત્રે પરિશ્રમ શુન્ય થઈ ગયા ત્યારે આવી મિથ્યા કથાઓથી મુગ્ધ અને પ્રભાવિત થવા લાગ્યા. આમ છતાં લોકોને વેદો પ્રત્યે શ્રદ્ધા હતી તેથી વેદોને આધારે આવી મિથ્યા કથાઓની કલ્પના કરવામાં આવી. જેમાં કથાકારો શ્રોતાઓના મનોરંજન માટે મીઠું મરચું ઉમેરી કથાને રોચક બનાવી મનોરંજન કરવા લાગ્યા.

આ વામન અવતારના આખ્યાનની કલ્પનાનો આધાર પણ 'સૂર્ય' દેવજ છે. વિષ્ણુંનો એક અર્થ સૂર્ય થાય છે. સૂર્ય પોતાના કિરણોથી સર્વત્ર વ્યાપી જાય છે તેથી તેને 'વિષ્ણુ' કહેવામાં આવે છે. વેદમાં 'ત્રિવિક્રમ' શબ્દ વારંવાર આવે છે. ત્રણેય લોકમાં જેના વિશેષ પગલાં હોય અર્થાત તેના કિરણો ત્રણેય લોક અથવા સ્થાનમાં હોય તેને 'ત્રિવિક્રમ' કહેવાય છે. સૂર્યના કિરણો ત્રણેય લોક એટલેકે પૃથિવી લોક, અંતરિક્ષ ધુલોક અને લોકમાં વ્યાપ્ત હોવાથી ત્રિવિક્રમ કહેવાય છે. અથવા પ્રાત: કાળ, મધ્યાહ્ન કાળ અને સંધ્યાકાળમાં સૂર્ય પોતાના કિરણરુપી પગલા પાડતો જણાય છે તેથી સૂર્યને 'ત્રિવિક્રમ' કહેવામાં આવે છે. 'બલિ'નો અર્થ અંધકાર કેવી રીતે થયો તે જોઈએ. 'બલિશાન' નામ મેઘ માટે વપરાય છે. મેઘથી અંધકાર છવાઈ જાય છે. 'બલિશાન' માંથી 'શાન' શબ્દનો ઉપયોગ પડતો મુકાયો. અને 'બલિ' શબ્દ અંધકારના ઉપલક્ષણ તરીકે વપરાવા લાગ્યો. પ્રાત:કાળમાં સૂર્ય બહુંજ નાનો હોય છે અને જાણે કે 'બલિ' એટલે અંધકાર– સૂર્ય–વામનના આગમનને રોકવા પ્રયત્ન કરી રહ્યા છે. પરંતુ જેમ જેમ સૂર્ય ઉપર ચઢે છે તેમ તેમ તે વામનમાંથી વિરાટ સ્વરુપ ધારણ કરે છે તેમ તેમ બલિરાજા એટલે કે અંધકાર નીચે પાતાળમાં જઈ રહ્યા છે. આમ સૂર્યના ત્રણેય લોકમાં ફેલાવાથી એટલે કે ત્રણ પગલાથી બલિરાજા એટલે કે અંધકાર પાતાળમાં જતો રહે છે. દેવો એટલે કે મનુષ્યો સૂર્યના ઉદયથી આનંદ પામે છે.

## જલંધર અને વિષ્ણુ

જલંધર અને વૃન્દાનું આખ્યાન ભાગવત પુરાણમાં આવતું નથી પણ 'કાર્તિક મહાત્મ્યમાં' તેની કથા આવે છે. આ પદ્મપુરાણનો એક ભાગ મનાય છે. બહેનો આ કથા ઘણી સાંભળે છે. વિષ્ણુભગવાનને તુલસી શા માટે પ્રિય છે ? તેના જવાબમાં આ કથા કહેવામાં આવે છે. એક વખત રૂદ્ર અને ઈન્દ્ર વચ્ચે ઘોર યુદ્ધ થયું. રૂદ્રે ઈન્દ્રને મારીને નીચે પાડી દીધો. આથી બૃહસ્પતિ મહાદેવ પાસે આવી તેમને પ્રસન્ન કરી કહેવા લાગ્યા કે હે રૂદ્ર ! ઇન્દ્રને જીવનદાન આપો અને તમારી આ કાલાગ્નિ શાંત થાઓ. રૂદ્રે તથાસ્તુ કહ્યું. આ કાલાગ્નિ પાછી કપાળમાં તો રહેશે નહિ પરંતુ તેને એવા સ્થાને ફેંકુ કે એ જ્યાંથી ઇન્દ્રને હેરાન કરી શકશે નહીં. આ અગ્નિને સમુદ્રમાં ફેંકી કે તરત જ ત્યાં એક બાળકનો જન્મ થયો જે જલંધર તરીકે પ્રખ્યાત થયો. તેણે વૃંદા સાથે વિવાહ કરીને દેવોના બધા અધિકાર છીનવી લીધા. દેવો લડાઇને અંતે આમતેમ ભાગવા લાગ્યા. ઈન્દ્ર અને જલંધર વચ્ચે તુમુલ યુદ્ધ થયું પણ જલંધર યુદ્ધભૂમિમાં હારતો ન હોવાથી વિષ્ણુ ભગવાને વિચાર્યું કે જ્યાં સુધી તેની પતિવ્રતા સ્ત્રી વૃંદાનો પતિવ્રત ધર્મ ભંગ ન કરવામાં આવે ત્યાં સુધી જલંધર મરશે નહીં. વિષ્ણુએ જલંધરનું રુપ ધારણ કરીને વૃંદાના પતિવ્રત ધર્મનો ભંગ કર્યો જેથી સંગ્રામમાં જલંધરનો ઈન્દ્ર દ્વારા નાશ થયો.

સાધારણ સમાજને આ કથા કેવો ઉપદેશ



Scanned with CamScanner

આપે છે તેનો સ્વસ્થ ચિત્તે વિચાર કરવો જોઈએ. સ્ત્રીઓને વૃંદાની જેમ પતિવ્રતા બનવાનો ઉપદેશ આપી શકાય. પણ પુરૂષો તો વિષ્ણુનું અનુકરણ કરીને વ્યભિચારી થશે અને સ્ત્રીઓના પતિવ્રત ધર્મનો નાશ કરશે તો પછી સ્ત્રી પતિવ્રતા કેવી રીતે રહેશે ? પાઠકોએ આનો વિચાર કરવો જોઈએ.

આ કથાની કલ્પનાનું મૂળકારણ પણ 'સૂર્ય' દેવ છે. 'જલંધર' નામ વાદળાંનું છે. 'જલ' એટલે પાણી અને 'ધર' એટલે ધારણ કરનાર વાદળો પાણીને ધારણ કરે છે એટલે વાદળોને જલંધર કહેવાય છે. જ્યારે સમુદ્રમાં બહુ ગરમી ઉત્પન્ન થાય છે ત્યારે પાણીનું બાષ્પીભવન થઈને વાદળા બંધાય છે. 'રૂદ્ર' નામ વિદ્યુતનું છે. વિદ્યુત શક્તિ એટલે કે અગ્નિ-શક્તિ સમુદ્રમાં અગ્નિ ફેંકવાનું કાર્ય કરે છે. જે દ્વારા જલંધર એટલે કે વાદળોનો જન્મ થાય છે–ઉત્પન્ન થાય છે. વાદળા વૃંદમાં (ટોળામાં–સમુહમાં) રહે છે. આ વાદળોનો સમુહ એટલેજ 'વૃંદ' જે સ્ત્રીલીંગમાં વૃંદા કહેવાય છે. જ્યારે વાદળા સમુહમાં હોય છે ત્યારે વરસતા નથી. તે વખતે દેવગણો ગભરાય છે. અહીં વિદ્યુત એટલેકે રૂદ્ર અને વાદળો એટલે જલંધરનું તુમુલ યુદ્ધ થાય છે. વાદળો સમુહ એટલે કે વૃંદમાં હોવાથી તેનો નાશ થતો નથી. તે જ તેનું સતિત્વ. પણ જ્યારે સૂર્ય એટલે કે વિષ્ણુ પોતાના કિરણો વાદળાના સમુહ એટલે કે 'વૃંદા' ઉપર ફેંકી તેને છિન્ન ભિન્ન કરે છે અને પૃથિવી ઉપર વરસાદ પડે છે. આ જ વિષ્ણુ એટલે કે સૂર્યનું 'વૃંદા'ના 'પતિવ્રત' ધર્મનો ભંગ કરવાનું (અપ) કૃત્ય છે. વૃન્દાના નાશ એટલે કે વાદળોનો સમુહ છિન્ન-ભિન્ન થવાથી જલંધરનો નાશ થાય છે એટલે કે વાદળો વરસાદ વરસાવી ખાલી થઈ જાય છે.

### વિષ્ણુનું શયન અને ઉત્થાન

અષાડ સુદી ૧૧ ને દિવસે વિષ્ણુભગવાન પોઢી જાય છે અને કારતક સુદ ૧૧ ને દિવસે જાગે છે. તેથી આ બંને દિવસ પવિત્ર માનવામાં આવે છે. આને ક્રમશઃ દેવપોઢી અને દેવઉઠી અગિયારસ કહેવામાં આવે છે. આમ વિષ્ણુભગવાન ચાર માસ શયન કરે છે. આ કથાની કલ્પના નીચેના આધારે કરવામાં આવી છે :–

આ ચાર માસ વર્ષાઋતુના છે. વર્ષાઋતુમાં અતિવૃષ્ટિને કારણે લોકોનું જીવન નષ્ટભ્રષ્ટ થાય છે. પશુપંખી વિગેરેનો નાશ થાય છે. વિજળી–વાવા–ઝોડું, અતિવૃષ્ટિ, રેલ વિગેરે ઘણુંજ નુકશાન પહોંચાડે છે. સૂર્યના તાપ અને પ્રકાશના અભાવે રોગચાળો પણ ફાટી નીકળે છે. આવી ઘોર વિપત્તિના સમયે લોકો ભગવાનને યાદ કરે છે કે ભગવાન ક્યાં છે ? અમને આપત્તિમાંથી છોડાવતા કેમ નથી ? ત્યારે (અજ્ઞાની અને સ્વાર્થી) પુરોહિતો અને આચાર્યોએ સમજાવ્યું કે ચોમાસાના ચાર માસ ભગવાન શયન કરે છે. કારતક સુદ ૧૧ ના દિવસે જાગશે તે પછી તમને મદદ કરશે. આશ્વાસનની પુષ્ટિ માટે આવી કલ્પના કરી હોય એવું જણાય છે.

બીજું કારણ સૂર્યદેવ જણાય છે. વર્ષાઋતુના ચારમાસ દરમ્યાન આકાશમાં ઘનઘોર વાદળાની આવન-જાવનને લીધે સૂર્યનો પ્રકાશ અને ગરમી પૃથિવી પર પહોંચતા નથી. આથી અજ્ઞાની લોકો સમજ્યા કે હાલ સૂર્ય ભગવાન શયન કરે છે અને જ્યારે સૂર્યના સ્થાને વિષ્ણુ ભગવાનની કલ્પના કરવામાં આવી ત્યારે ચોમાસાના ચાર માસ દરમ્યાન વિષ્ણુભગવાન શયન કરે છે એવું તારણ કાઢ્યું.

### બ્રહ્માની ઉત્પત્તિ અને ચાર મુખ

દ્યુલોકમાં સૂર્યદેવના સ્થાને વિષ્ણુની કલ્પના કરવામાં આવી. તેવીજ રીતે અંતરિક્ષના વાયુદેવના આધારે બ્રહ્માની કલ્પના કરવામાં



Scanned with CamScanner

આવી. બ્રહ્માની ઉત્પત્તિ વિષયે ભાગવત પુરાણમાં નીચે મુજબની કથા જોવા મળે છે :-

ભગવાન વિષ્ણુ સૃષ્ટિને સમેટી લઈ પોતાના ઉદરમાં સ્થાપિત કરીને સમુદ્રમાં શેષનાગ ઉપર શયન કરતા હતા. કેટલાંક સમય પછી ભગવાનના નાભિપ્રદેશમાંથી એક કમળ બહાર નીકળ્યું. જે સૂર્યની જેમ વિશાળ જળને પ્રકાશીત કરવા લાગ્યું. તે કમળમાંથી વેદમય બ્રહ્મા ઉત્પન્ન થયા જેને સ્વયંભૂ કહેવામાં આવે છે. આકાશમાં પરિક્રમા કરતા બ્રહ્માને ચાર દિશાની જેમ ચાર મુખ ઉત્પન્ન થયા.

પાઠકો! જરા વિચાર કરો કે શું આવી ઘટના બની શકે ખરી? કે પછી આ પણ એક કોરી કલ્પના માત્રજ છે? બ્રહ્મા કોણ છે? સૂક્ષ્મ બુદ્ધિથી વિચાર કરતા જણાશે કે 'બ્રહ્મા' શબ્દનો ઉપયોગ વાયુના અર્થમાં થયેલ છે. આપણે અગાઉં જોઈ ગયા કે વિષ્ણુંનો અર્થ સૂર્ય થાય છે. સમુદ્રનો અર્થ અંતરીક્ષ થાય છે. સૂર્યના કિરણોજ કમળનાભ છે. માનો કે વિષ્ણુ સૂર્ય સમુદ્ર (આકાશ)માં શયન કરી રહ્યા છે અને આકામ.થી કિરણ રુપ કમળનાભ સમુદ્ર એટલે કે અન્તરિક્ષમાં પ્રગટ થયું. સૂર્યની ગરમી અંતરિક્ષમાં આવી ફેલાવા લાગી. આ કથાને જ કમળફૂલનું પ્રગટ થવું ગણી શકાય. આ ઉષ્ણુતાથી વાયુમાં હલનચલન ઉત્પન્ન થઈ તેને બ્રહ્માની ઉપમા આપી ચાર મુખ વર્ણવ્યા. વાયુનો ચારે દિશામાં ફેલાવો થતો હોવાથી વાયુ સ્થાનીય બ્રહ્માના ચાર મુખની કલ્પના કરવામાં આવી. હવે પ્રશ્ન થાય છે કે વિષ્ણુને હાથોની; રુદ્રને નેત્રની વિશેષતા આપી તો બ્રહ્માને શા કારણે મુખની વિશેષતા આપી? વાયુ પૂર્વાભિમુખ, પશ્ચિમાભિમુખ, દક્ષિણાભિમુખ અને ઉત્તર.ભિમુખ હલનચલન કરે છે આથી વાયુ, સ્થાનીય બ્રહ્માની કલ્પના કરવામાં આવી ત્યારે તેની વિશેષતા તરીકે ચાર મુખની ઉપમા આપવામાં આવી.

## બ્રહ્મા અને સરસ્વતી

ભાગવતાદિ પુરાણોમાં કથા આવે છે કે બ્રહ્માએ પોતાની પુત્રી સરસ્વતીને કુદૃષ્ટિથી જોઈ અને પોતાની વાસના તૃપ્તિ માટે તેની પાછળ દોડવા લાગ્યા.

પરમાત્મા જ્યારે સૃષ્ટિનું સર્જન કરે છે ત્યારે બ્રહ્મા કહેવાય છે. આ સર્વવ્યાપક અને નિરાકાર પરમાત્માને સંતાન હોઈ શકે ખરૂં? સામાન્ય માણસ પણ પોતાની પુત્રીને કુદૃષ્ટિથી જોતો નથી તો પછી ભગવાન કક્ષાના જ્ઞાની સર્વ પોતાની પુત્રી પર કુદૃષ્ટિ કરે તે શક્ય છે ખરૂં?

વાયુનો અર્થ બ્રહ્મા થાય છે તે તો આપણે જોઈ ગયા અને વાણીનો અર્થ સરસ્વતી થાય છે તે સહુ જાણે છે. આપ જોઈ શકો છો કે વાણી મુખથી ઉત્પન્ન થાય છે અને બહારના વાયુમાં ભળી જાય છે. મુખની અંદર અને બહાર એકજ વાયુ છે. હવે વિચારીએ કે વાયુ એક મહાન દેવ છે. જેમની પરમ મોહિની વાણી (સરસ્વતી)ને વાયુ (બ્રહ્મા)ની પુત્રી માનવામાં આવી અને વાયુ (બ્રહ્મા) પાછા વાણી (સરસ્વતી)ને પોતામાંજ એટલે કે વાયુમાં ભેળવી દે છે. આને જ બ્રહ્માનો અનુચિત વ્યવહાર ગણવામાં આવ્યો. આ એક આલંકારીક વર્ણન છે.

## બ્રહ્મા અને સાવિત્રી-ગાયત્રી

પુરાણોમાં બ્રહ્માની બે પત્નીઓનું વર્ણન આવે છે. આમાં એક સાવિત્રી અને બીજી સરસ્વતી છે સાવિત્રીને ગાયત્રી પણ કહેવામાં આવે છે. કારણ કે ગાયત્રી ઋચાના દેવતા 'સવિતા' છે. મનુમહારાજે મનુસ્મૃતિમાં 'તત્સવિતુર્વરેણ્યમ્' ગાયત્રી મંત્ર માટે સવિતા શબ્દનો ઉપયોગ કર્યો છે.

બ્રહ્માની પત્ની તરીકે સાવિત્રીની કલ્પના શા કારણે કરવામાં આવી તે સરળાતથી સમજવા માટે આપણે સાવિત્રી શબ્દનો ખરો અર્થ



Scanned with CamScanner

સમજી લેવો જોઈએ. સવિતા એટલે કે સૂર્ય અને તેની શક્તિ સાવિત્રી કહેવાય છે. સૂર્યની શક્તિ ઉષ્ણતા છે, તેને સાવિત્રી કહેવામાં આવે છે. સૂર્યની ઉષ્ણતા સૂર્યથી જ ઉત્પન્ન થાય છે એટલે કે તે સૂર્યની કન્યા જેવી છે જે ઉષ્ણતા રૂપ સાવિત્રીને સૂર્યદેવ–વાયુદેવને આપે છે એ વાયુદેવ સાવિત્રી એટલે કે સૂર્યની કન્યા જેવી છે. જે ઉષ્ણતારુપ સાવિત્રીને સૂર્યદેવ–વાયુદેવને આપે છે અને વાયુદેવ સાવિત્રી એટલે કે ઉષ્ણતા શક્તિ પ્રાપ્ત કરીને પોતે શક્તિ પ્રાપ્ત કરે છે. વાયુસ્થાને બ્રહ્માની કલ્પના કરી હોવાથી ઉષ્ણતા શક્તિ એટલે કે સાવિત્રીને બ્રહ્માજીની બીજી પત્ની તરીકે કલ્પના કરવામાં આવી. જ્યારે પહેલી પત્ની સરસ્વતી છે.

### બ્રહ્માની પત્ની સરસ્વતી

પુરાણોમાં બ્રહ્માની મુખ્ય પત્ની તરીકે સરસ્વતીને માનવામાં આવે છે. વાયુનો મુખ્ય ધર્મ–શબ્દ ઉત્પન્ન કરવાનો છે. વાયુ વગર શબ્દ ઉત્પન્ન થાય નહીં. વાયુ દ્વારા જે શબ્દ ઉત્પન્ન થાય છે તેને જ સરસ્વતી કહેવાય છે. સરસ્વતી સ્ત્રીલિંગમાં હોવાથી તેને વાયુની શક્તિ તરીકે ઓળખવામાં આવે છે. આથી જ્યારે વાયુના સ્થાને બ્રહ્માજીની કલ્પના કરવામાં આવી ત્યારે વાયુની શક્તિ સરસ્વતીને બ્રહ્માની પત્ની તરીકે ગણવામાં આવી. નિઘંટુમાં વાણી માટે ૫૭ નામો છે, તેમાં એક નામ સરસ્વતી પણ છે. અમરકોશમાં પણ સરસ્વતીનો અર્થ વાણી આપેલો છે.

### સરસ્વતી વિદ્યાધિષ્ઠાત્રી દેવી

સરસ્વતી વિદ્યાની અધિષ્ઠાત્રી દેવી કેવી રીતે બની ગઈ? વેદોમાં સરસ્વતી વાણી અને વિદ્યાના અર્થમાં આવે છે. પહેલાં અને આજે પણ વિદ્વાનોની પ્રતિષ્ઠા થતી હતી અને થાય છે મહાયજ્ઞમાં વિદ્વાનો સિંહાસન ઉપર બેસીને ઉપદેશ આપતા અને સામગાન દ્વારા જન-સમૂહને પોતાના તરફ આકર્ષિત કરતા હતા. આથી લોકો કહેતા હતા કે વિદ્વાનની જીભ ઉપર સરસ્વતીનો વાસ છે. યજ્ઞમાં ઉદ્ગાતા વીણા નામના વાજિંત્ર દ્વારા સામગાન કરતા હતા અને તેથી લોકો પ્રભાવિત થતા હતા. આથી લોકો માનવા લાગ્યા કે સરસ્વતી નામની કોઈ દેવી છે. જેની કૃપાથી મનુષ્યો પ્રતિષ્ઠા પામે છે. પૂર્વે મુખ્યત્વે વીણા વગાડતા તેથી લોકો સમજ્યા કે વીણા એ સરસ્વતીનું મુખ્ય વાજિંત્ર છે. આમ સરસ્વતી દેવી વિદ્યા અને ગાન બંનેની અધિષ્ઠાત્રી દેવી બની ગઈ.

### બ્રહ્મા અને તેનું વાહન હંસ

લૌકિક અને વૈદિક ભાષામાં સૂર્યનું એક નામ હંસ પણ છે. સૂર્યની ગરમીથી વાયુમાં હલનચલન થાય છે. આમ સૂર્ય વાયુનું વાહન છે. જ્યારે વાયુના સ્થાને શરીરધારી દેવ બ્રહ્માની કલ્પના કરવામાં આવી ત્યારે તેને માટે વાહનની કલ્પના પણ કરી. એક એવા વાહનની શોધ કરવા પ્રયત્ન થયો કે જેનું એક નામ સૂર્ય માટે વપરાતું હોય અને બીજું નામ કોઈ પશુ–પક્ષી માટે વપરાતું હોય. 'હંસ' શબ્દ સૂર્ય અને પક્ષી બંને માટે વપરાય છે. આથી વાયુ સ્થાનીય બ્રહ્મા માટે હંસને તેના વાહન તરીકે પસંદ કરવામાં આવ્યો.

### બ્રહ્માનું નિવાસ સ્થાન પુષ્કર

વિષ્ણુનું સ્થાન ક્ષીર સાગર છે. રુદ્રનું કૈલાસ પર્વત છે તેવી રીતે બ્રહ્મા માટે કોઈ સ્થાન પસંદ કરવામાં આવ્યું નથી કારણ કે વાયુનું કોઈ એક ચોક્કસ સ્થાન હોતું નથી અને તે અંતરિક્ષમાં ચાલતો રહે છે. પુરાણોમાં વર્ણન આવે છે કે બ્રહ્માજી કમળ ઉપર બેસીને સૃષ્ટિની રચના કરે છે. કમળનું એક નામ પુષ્કર છે. નિઘંટુમાં પુષ્કર નામ અંતરિક્ષનું પણ છે. આથી રાજસ્થાનમાં અજમેર પાસે પુષ્કરમાં બ્રહ્માજી રહે છે તેથી તેમનું મંદિર



Scanned with CamScanner

ઊભું કરી પુષ્કરની બ્રહ્માજીના સ્થાન તરીકે કલ્પના કરવામાં આવી છે.

### બ્રહ્માનો દિવસ

બ્રહ્માનો દિવસ બહુ મોટો માનવામાં આવે છે. એક કલ્પ એક દિવસ છે. સૃષ્ટિ બ્રહ્માજીનું જાગરણ છે અને પ્રલય શયન છે. બ્રહ્માજી જાગે છે ત્યારે સૃષ્ટિની રચના કરે છે. અને સૂઈ જાય છે ત્યારે સૃષ્ટિનો પ્રલય થાય છે એટલે કે સમાપ્ત થાય છે આ કલ્પનાનું કારણ પણ વાયુ છે. વાયુ સૃષ્ટિના પ્રલય સુધી શયન કરતો નથી. જ્યારે વાયુ શયન કરે છે ત્યારે સૃષ્ટિનો નાશ થાય છે. આથી વાયુ સ્થાનીય બ્રહ્માનો દિવસ બહુ મોટો માનવામાં આવ્યો છે.

### બ્રહ્માની પૂજા

પુરાણોમાં બ્રહ્માને અપૂજ્ય માનવામાં આવે છે. કારણ કે તેમણે પોતાની પુત્રી ઉપર કુદૃષ્ટિ કરી હતી. પણ આ એક કોરી કલ્પના માત્ર છે. જુદી જુદી મૂર્તિઓની પૂજા પ્રાણ પ્રતિષ્ઠા પછી કરવામાં આવે છે. વાયુ સ્વયં પ્રાણ સ્વરૂપ હોવાથી તેમાં પ્રાણ પ્રતિષ્ઠા કરવાનો પ્રશ્ન રહેતો નથી. આથી બ્રહ્માની પ્રાણ પ્રતિષ્ઠા થઈ ન હોવાથી તેની પૂજા કરવામાં આવતી નથી.

### રુદ્રની ઉત્પત્તિ

ભાગવતાદિ પુરાણોમાં કથા આવે છે કે એક સમયે બ્રહ્માજીએ પોતાના પુત્રોને પ્રજા ઉત્પન્ન કરવા ઉપદેશ આપ્યો પરંતુ તેમના પુત્રોને તે ઉપદેશ પસંદ ન પડયો. આથી અનુશાસન ભંગ કરવાવાળા પુત્રોથી નિરાશ થઈ બ્રહ્માજીને ક્રોધ ઉત્પન્ન થયો. ક્રોધ દબાવવા બહુ પ્રયત્ન કર્યો પણ ક્રોધ દબાયો નહિ. આ પછી ભૃકુટિની મધ્યમાંથી એક નીલલોહિત કુમાર ઉત્પન્ન થયો. જે તરત જ રડતાં રડતાં બોલ્યો કે મને નામ અને સ્થાન આપો. જન્મ થતાં જ રૂદન કરવા લાગ્યો હોવાથી લોકો તમને રુદ્ર નામે બોલાવશે અને હૃદય, ઇન્દ્રિય, પ્રાણ આકાશ, વાયુ, અગ્નિ, જળ, પૃથિવી, સૂર્ય, ચંદ્ર, નગ એ તમારું સ્થાન રહેશે. ઉમા, અંબિકા, ઇન્દ્રાણી વિગેરે તમારી સ્ત્રીઓ થશે.

આ મુજબની કથા વિષ્ણુપુરાણમાં પણ આવે છે આ કથાનો સારાંશ એ છે કે બ્રહ્માજીને ક્રોધ આવ્યો તેમાંથી રૂદન કરતો એક કુમાર જન્મ્યો જેનું નામ રુદ્ર રાખવામાં આવ્યું.

જ્યારે વાયુ બહુ જ વેગથી ચાલે છે ત્યારે વાદળો એકબીજા સાથે ટકરાય છે. જેમાંથી ભયંકર અવાજ ઉત્પન્ન થાય છે. આથી પ્રાણીઓ ધ્રુજવા લાગે છે. ક્રોધાગ્નિ સ્વરૂપ વિજળી આમતેમ ચમકવા લાગે છે. આમ વાયુના કારણે વરસાદના દેવ બહુ જ કોપાયમાન લાગે છે. આ સમયે રુદન કરતા અને કરાવતાં વાદળાં દ્વારા વિજળી બહુ જ તીક્ષ્ણતાથી ચારેય દિશામાં દોડે છે. તે રંગે લાલ હોય છે અને વાદળોનો રંગ ભૂરો (નીલ હોય છે. આથી વિજળી નીલલોહિત રંગની દેખાય છે.

રુદ્રની ઉપરોક્ત ઉત્પત્તિ સાથે વિજળીનું વર્ણન સરખાવતા જણાશે કે રુદ્રની ઉત્પત્તિ વિજળીના અર્થમાં બતાવવામાં આવી છે. વાયુના સ્થાને બ્રહ્માની કલ્પના કરવામાં આવી તે તો આપણે જોઈ જ ગયા છીએ. વેદમંત્રોમાં રુદ્ર શબ્દ વિદ્યુતાગ્નિના અર્થમાં આવે છે.

### રુદ્ર અને તેનું નિવાસ સ્થાન પર્વત

જેવી રીતે વિષ્ણુ ભગવાન ક્ષીર સાગરમાં રહે છે તેવી રીતે રુદ્ર કૈલાસ પર્વત ઉપર રહે છે. દ્વિઅર્થી શબ્દના કારણે રુદ્રના નિવાસ-સ્થાન તરીકે પર્વતની કલ્પના કરવામાં આવી છે તેમ જણાય છે વૈદિક ભાષામાં મેઘ શબ્દ પર્વત માટે પણ વપરાય છે. વિદ્યુતાગ્નિ મેઘમાં વસે છે તેના આધારે વિદ્યુતાગ્નિને સ્થાને રુદ્રની કલ્પના કરવામાં આવી ત્યારે તેના નિવાસ સ્થાન તરીકે મેઘના સ્થાને પર્વતની કલ્પના કરવામાં આવી. પૃથિવી ઉપરના પર્વતોમાં શ્રેષ્ઠ પર્વત



Scanned with CamScanner

કૈલાસ પર્વત છે, તેથી રુદ્રનું નિવાસ સ્થાન માનવામાં આવ્યું.

### રુદ્ર અને તેનું વાહન-બળદ

વિષ્ણુ અને બ્રહ્માનું વાહન પક્ષી છે તો રુદ્રનું વાહન પશુ માટે ? આનું કારણ પણ વિજળી છે. વૃષભનો અર્થ બળદ અને મેઘ બંને થાય છે. વૈદિક સાહિત્યમાં વર્ષા કરાવવાવાળા પદાર્થને વૃષભ કહેવાય છે. વર્ષા કરાવાવાળો પદાર્થ મેઘ છે. રુદ્ર એટલે કે વિદ્યુતાગ્નિનું વાહન વર્ષા કરાવવાળા મેઘ એટલે કે વૃષભ છે. જ્યારે વિદ્યુતાગ્નિના સ્થાને પૃથિવી ઉપર રુદ્ર નામના દેવની કલ્પના કરવામાં આવી ત્યારે તેના વાહન તરીકે પૃથિવી ઉપરના વૃષભ એટલે કે બળદને પસંદ કરવામાં આવ્યો.

### ગંગાની ઉત્પત્તિ

સગર રાજાના સંતાનો કપિલ ઋષિ દ્વારા ભસ્મ થઈ જાય છે તે પછી ભગીરથની તપસ્યાથી ગંગા વિષ્ણુના આશ્રયેથી બહાર આવે છે જેને મહાદેવ પોતાની જટામાં સમાવી લે છે. તે પછી ભગીરથની પ્રાર્થનાથી ત્યાંથી નિકળી સગરના સંતાનોનો ઉદ્ધાર કરી સમુદ્રમાં જઇ મળે છે. ટુંકમાં આ મુજબની ગંગાની ઉત્પત્તિની કથા પુરાણોમાં છે.

કપિલનો અર્થ અગ્નિ છે. આથી અનેક સ્થાનોએ કપિલાચાર્યને અગ્નિના અવતાર તરીકે માનવામાં આવે છે. અહિં કપિલથી અગ્નિ શક્તિનું ગ્રહણ થાય છે. વર્ષાના અંતે અગ્નિ શક્તિ સગરોના સંતાનો એવા વાદળાંને સાફ કરી નાખે છે. આજ સગરના સંતાનોનું ભસ્મ થવું ગણાય છે. કેટલાંક દિવસો પછી ઉનાળાની ઋતુ પસાર થાય છે અને વર્ષાનો શુભારંભ થાય છે. આ જ ભગીરથનો જન્મ. ભર્ગ નામ સૂર્યનું છે, રથ નામ રમણીયતાનું છે. પૃથિવી માટે સૂર્યની રમણીયતા વર્ષા છે. વિષ્ણુના ચરણ એટલે સૂર્યના કિરણોની ગરમીથી પૃથિવી ઉપરનું જળ વાયુરુપ થઇને આકાશમાં જઇને વાદળા બાંધવા માંડે છે–આજ રુદ્રદેવ એટલે કે વિદ્યુતાગ્નિની જટા અર્થાત વાદળોમાં જળ એકઠું થાય છે. વાદળોમાંથી પૃથિવી ઉપર વરસવું એજ રુદ્રની જટામાંથી ગંગાનું પૃથિવી ઉપર અવતરણ. વર્ષાથી પૃથિવી ઉપર પ્રાણીમાત્રને સુખ પહોંચે છે–આજ સગર પુત્રોનો ઉદ્ધાર.

ઉપરોક્ત રહસ્યસ્ફોટથી પ્રબુદ્ધ વાંચકો સમજી ગયા હશે કે ગંગા અવતરણની કથા શા પરથી ઘડાઈ છે.

### રુદ્રના આભુપણો

**૧, રુદ્ર અને ભસ્મ** મહાદેવને હંમેશા ભસ્મ વિભૂષિત માનવામાં આવે છે. આથી શૈવ સંપ્રદાયના ભક્તો પણ પોતાના શરીરે ભસ્મ લગાવે છે. પરંતુ રુદ્ર સાથે ભસ્મનો શો સંબંધ છે તે જાણતા ન હોવાથી અજ્ઞાનતામાં અટવાયા કરે છે. રુદ્રનો અર્થ વિદ્યુતાગ્નિ=અગ્નિશક્તિ થાય છે એતો આપણે જોઇ ગયા. ભસ્મ શબ્દનો અર્થ બાળી નાખવું અને રાખ બનાવવી એમ બંને થાય છે. આથી જ્યારે અગ્નિશક્તિ=વિદ્યુતાગ્નિના સ્થાને રુદ્રની કલ્પના કરવામાં આવી. અગ્નિનું આવરણ રાખ–ભસ્મ છે. આથી શિવના ભક્તો શરીરે ધામિક આભૂષણ તરીકે રાખ–ભસ્મનો ઉપયોગ કરે છે.

**૨, રુદ્ર અને સર્પ** મહાદેવના ગળામાં સર્પ વીંટળાયેલા હોય છે. સર્પને 'અહિ' પણ કહેવામાં આવે છે. 'અહિ'નો અર્થ મેઘ અને પાણી થાય છે. નિઘંટુમાં મેઘના ૩૦ નામ આપેલા છે. એમાં એક નામ અહિ પણ છે. મેઘ એ વિદ્યુતાગ્નિનું આભુષણ છે. જ્યારે વિદ્યુતાગ્નિના સ્થાને રુદ્ર એટલે કે મહાદેવની કલ્પના કરવામાં આવી ત્યારે તેના ગળામાં વિજળીનું આભુષણ મેઘ (અહિ) ને બદલે સર્પ (અહિ) ની કલ્પના કરવામાં આવી. આવી જ રીતે વિષ, ભૂત, શવ, ચંદ્ર વિગેરે



Scanned with CamScanner

પણ જળના નામ છે. તેથી તેમની મહાદેવના આભુષણ તરીકે કલ્પના કરવામાં આવી.

૩, રુદ્ર અને ચર્મ રુદ્ર દિગંબર છે તે છતાં તેનું વસ્ત્ર વાઘ અથવા હાથીનું ચર્મ માનવામાં આવે છે. આનું કારણ પણ મેઘમાં રહેલ વિદ્યુતાગ્નિ છે. વર્ષાઋતુમાં તમે આકાશ તરફ જોશો તો જણાશે કે તે વાદળો વાઘના કે હાથીના ચર્મ જેવા દેખાય છે. વિદ્યુતાગ્નિ વાદળોની વચમાં છુપાયેલી હોય છે. આથી રુદ્રના વસ્ત્ર તરીકે હાથી અથવા વાઘના ચર્મની કલ્પના કરવામાં આવી.

૪, રુદ્ર અને પિનાક મહાદેવનું હથિયાર પિનાક માનવામાં આવે છે. નિરુક્તમાં જેનાથી વસ્તુઓને દળવામાં આવે છે તેને પિનાક કહે છે. દા. ત. આપણે ઘઉં વિગેરે ઘંટીમાં દળીને તેને સૂક્ષ્મ એટલે કે તેનો લોટ બનાવીએ છીએ. દળીને આ સૂક્ષ્મ બનાવવાની શક્તિને પિનાક કહેવામાં આવે છે. આ મુજબ વાદળોમાં રહેલ વિદ્યુતાગ્નિમાં પણ આવી શક્તિ રહેલી છે જે વાદળોમાં રહેલા ઘટ્ટ જળને સૂક્ષ્મ બનાવી પૃથવી ઉપર વરસાવે છે. વાદળો પહાડ જેવા દેખાય છે. જો આ વાદળો સૂક્ષ્મ થતા ન હોત અને જેમના તેમ એક સાથે પૃથિવી પર પડતા હોત તો કેવું નુકસાન થાત તેની કલ્પના કરવી રહી. પરમાત્માએ જેવી રીતે અગ્નિમાં પાણીને સૂક્ષ્મ કરીને વરાળ દ્વારા ઉપર લઈ જવાની શક્તિ આપી છે તેવી જ રીતે વિદ્યુતાગ્નિને પણ વાદળોને સૂક્ષ્મ બનાવી પૃથિવી ઉપર વરસાદ સ્વરૂપે વરસાવવાની શક્તિ આપી છે. વાદળોમાં રહેલી વિદ્યુતાગ્નિની આ શક્તિ વૈદિક ભાષામાં 'પિનાક' તરીકે ઓળખાય છે. વિજળીને સ્થાને રુદ્રની કલ્પના કરવામાં આવી ત્યારે વિદ્યુતાગ્નિની શક્તિ પિનાકને પણ મહાદેવની શક્તિ એટલે કે હથિયાર તરીકે કલ્પના કરવામાં આવી.

### રુદ્ર અને ત્રિનયન

વિષ્ણુમાં હાથોની, બ્રહ્મામાં મુખોની અને મહાદેવમાં નેત્રોની વિશેષતા છે. મહાદેવને ત્રણ આંખો દર્શાવવામાં આવે છે. આનું કારણ પણ અગ્નિ છે. પ્રથમ દૃષ્ટિએ જોઈએ કે પૃથિવી ઉપર એક અગ્નિ છે. જેનાથી આપણે 'યજ્ઞ' કરીએ છીએ, રસોઈ બનાવીએ છીએ. કોઈવાર જેનાથી વનમાં ભયંકર આગ લાગે છે વિગેરે. પૃથિવીથી ઉપર અંતરિક્ષમાં જઈએ તો ત્યાં વિદ્યુત અગ્નિ હોય છે, જેની ભયંકરતા ચોમાસામાં ઘણી વખત પ્રત્યક્ષ અનુભવવામાં આવે છે. અંતરિક્ષની ઉપર જઈશું તો સૂર્યરુપ અગ્નિ દેખાશે. સૂર્ય તો જાણે અગ્નિનો મહાસમુદ્ર હોય. પૃથિવી ઉપર તો તેનો બહુ થોડો અંશ આવે છે તે છતાં પૃથિવી ગરમ થઇ જાય છે. જેના પ્રતાપથી વાદળો બંધાય છે અને વરસાદ પડે છે. આથી પરમાત્માએ પ્રાણીમાત્રના ઉપયોગ માટે ત્રણ અગ્નિની રચના કરી છે. (૧) પૃથિવી ઉપર ભૌતિક અગ્નિ (૨) અંતરિક્ષમાં વિદ્યુતાગ્નિ અને (૩) દ્યુલોકમાં સૂર્યરુપ અગ્નિ. ત્રણ સ્થાનોમાં જેનું નયન-પ્રણયન થાય છે એટલે અગ્નિને ત્રિનયન કલ્પવામાં આવે છે. જ્યારે અગ્નિ સ્થાને રુદ્ર નામના દેવની કલ્પના કરવામાં આવી ત્યારે અગ્નિ જે ત્રણ સ્થાનમાં વસે છે-ત્રિનયન-તેના આધારે ત્રણ અને નયન એટલે આંખની કલ્પના કરવામાં આવી.

### રુદ્ર અને તેના બે સ્વરુપ

લક્ષ્મી આદિ પત્નીઓ સહિત શેષનાગ ઉપર રહેતા ચાર હાથવાળા વિષ્ણુ-એ એનું એક સ્વરુપ છે અને બીજું સ્વરુપ શાલિગ્રામ છે. ચતુર્ભુજ અને શાલિગ્રામ બંનેની પૂજા થાય છે. વૃષભ ઉપર પોતાની પત્ની પાર્વતી સાથે રહેતા મહાદેવ એ તેમનું એક સ્વરુપ છે અને શિવલિંગ તેનું બીજું સ્વરુપ છે. આ બંને સ્વરુપની પૂજા થાય છે. શિવલિંગનો પથ્થર તો ખરેખર વિદ્યુતનું પ્રતીક છે અને



Scanned with CamScanner

આથી તેની શાંતિ માટે હંમેશ તેની ઉપર જળ ટપકતું રાખવામાં આવે છે અને જળધારા મહાદેવના લિંગની પૂજા થાય છે. પરંતુ પાછળથી વિદ્વાનો મૂળ ભાવ ભૂલી ગયા અને તેના સ્થાને શિવલિંગ વિષે અશ્લીલ કથાઓ બનાવીને પુરાણોમાં ઉમેરવામાં આવી છે જે સાંભળવાથી કે વાંચવાથી આપણું મસ્તક શરમથી નીચે ઝુકી જાય છે. આ અશ્લીલ વાર્તાઓના આધારે જ શિવલિંગ એટલે કે મહાદેવને ચડાવેલ પ્રસાદ સ્વીકારવા યોગ્ય માનવામાં આવતો નથી.

## રુદ્ર અને પાર્વતી

મહાદેવની પત્ની પાર્વતી છે એમ પુરાણોમાં આવે છે. વૈદિક ભાષામાં પર્વત, ગિરિ વિગેરે નામો મેઘ માટે પણ વપરાય છે. તેવી જ રીતે મેઘની કન્યાને પાર્વતી કહેવામાં આવે છે મેઘની એટલે કે પર્વતની કન્યા કોણ? તો તેનો જવાબ છે કે 'વિજળી' કારણકે મેઘ એટલે કે પર્વતોમાંથી તેની ઉત્પત્તિ થાય છે. આથી તેને પાર્વતી પણ કહેવામાં આવે છે. વિદ્યુતાગ્નિ તરીકે રુદ્રની કલ્પના કરવામાં આવી ત્યારે તેનું બાહ્યરુપ વિજળી વિગેરે એટલે કે પાર્વતીને તેની પત્ની તરીકે કલ્પવામાં આવી. પૃથિવી ઉપર પર્વતોમાં હિમાલય શ્રેષ્ઠ છે, જેમ મેઘમાંથી જળધારા પડે છે તેમ હિમાલયમાંથી ગંગા, યમુના વિગેરે જળધારા નિકળે છે. હિમાલય ઉપર બરફ રુપે હંમેશા પાણી રહે છે. આ કારણોને લીધે પૃથિવી ઉપર પાર્વતીને હિમાલયની પુત્રી તરીકે કલ્પમાં આવી.

## રુદ્ર અને કાલી

કાલીને રુદ્રની સ્ત્રી માનવામાં આવે છે, જેનો રંગ એકદમ કાળો છે. એને લાલરંગની જીભ છે. મુંડક ઉપનિષદ મુજબ કાલી, કરાલી, મનોરમા, સુલોહિતા, સુધૂમ્રપર્ણા, સ્ફુલિંગિની, વિશ્વરુપા એમ સાત અગ્નિની જીહ્વાઓ છે. જ્યારે અગ્નિની રુદ્રરુપે કલ્પના કરવામાં આવી. ત્યારે તેની જીહ્વાની તેની સ્ત્રી તરીકે કલ્પના કરવામાં આવી. કાળી અગ્નિ જીહ્વાનું નામ છે. આથીજ કાલીની મૂર્તિને લાંબી લાલ રંગની જીભ દર્શાવવામાં આવી છે. અગ્નિ ઉત્પન્ન થાય ત્યારે શરૂઆતમાં ધૂમ્રયુક્ત કાલી જ વાળા ઉત્પન્ન થાય છે આથી કાલીમાતાની મૂર્તિ અત્યન્ત શ્યામ માનવામાં આવે છે. અગ્નિની જ્વાળાઓ લાંબી લાલ રંગની હોવાથી કાલીની જીભ પણ લાંબી અને લાલ રંગની બતાવવામાં આવી છે.

## રુદ્ર અને ગૌરી

મહાદેવની પત્ની પાર્વતીને ગૌરી પણ કહેવામાં આવે છે. વૈદિક ભાષામાં ગૌરી શબ્દ વાણીના અર્થમાં આવે છે. નિઘંટુ ૧/૧૧માં માધ્યમિકા (મેઘસ્થ) વાણી મેઘસ્થ અગ્નિની શક્તિ માનવામાં આવે છે. જ્યારે મેઘોમાંથી અતિ વેગવાન વિદ્યુતાગ્નિ નીકળે છે ત્યારે તેની સાથો સાથ ગૌરી (અતિ ગર્જન) થાય છે એટલે કે ગૌરી મેઘસ્થ અગ્નિની શક્તિ છે. આથી મેઘસ્થ અગ્નિના સ્થાને રુદ્રને કલ્પના કરવામાં આવી ત્યારે ગૌરીને તેની પત્ની માનવામાં આવી. ગૌરીવર્ણની સ્ત્રીને ગૌરી કહેવામાં આવે છે. વિજળી એટલે કે પાર્વતી ગૌરવર્ણની દૃષ્ટિ ગોચર થાય છે. આથી પાર્વતીને ગૌરી પણ કહેવામાં આવે છે.

## રુદ્ર અને પશુપતિ

રુદ્રનું એક નામ પશુપતિ છે. પતિ જેમ પોતાની પત્નીનું રક્ષણ અને પોષણ કરે છે તેમ પશુપતિ પશુઓનું રક્ષણ અને પોષણ કરે છે તેથી તેને પશુપતિ કહેવામાં આવે છે. મેઘસ્થ વિદ્યુતાગ્નિ મેઘમાંથી વરસાદ વરસાવી પ્રાણિમાત્રને જળ આપી રક્ષણ અને પોષણ કરે છે. આથી મેઘસ્થ વિદ્યુતાગ્નિના સ્થાને કલ્પના પામેલા રુદ્રને પ્રજાપતિ પણ કહેવામાં આવે છે.



Scanned with CamScanner

## રુદ્ર અને સતી

સતીની કથા વિચિત્ર છે. ટુંકમાં નીચે મુજબ છે–સતી દક્ષ પ્રજાપતિની કન્યા છે. તેના મહાદેવની સાથે વિવાહ થાય છે. દક્ષ પ્રજાપતિ પોતાને ત્યાં યજ્ઞમાં પોતાની પુત્રી અને જમાઇને આમંત્રણ આપતા નથી. આમ છતાં સતી ત્યાં જઈ અગ્નિમાં ભસ્મ થઈ જાય છે. પછી મહાદેવના સેનાપતિ ત્યાં આવી દક્ષ પ્રજાપતિ સાથે યુદ્ધ કરે છે. આ પછી સતી ફરીથી હિમાલયની પુત્રી રુપે જન્મ પામી મહાદેવની ધર્મપત્ની બને છે. આ કથા તુલસી રામાયણમાં આવે છે. વાલ્મિકી રામાયણમાં આ કથા નથી.

શાસ્ત્રો કહે છે કે મનુષ્યોએ પોતાના જીવનમાં મહાપુરૂષોના આચરણોને ઉતારવા જોઇએ. રામાયણના દરેક પાત્ર પોતાનો સંદેશ પ્રવચન કે ઉપદેશ દ્વારા નહીં પણ પોતાના આચરણ દ્વારા આપે છે. આજ રામાયણની વિશેષતા છે. દક્ષ પ્રજાપતિ પોતાને ત્યાં યજ્ઞમાં પોતાની પુત્રી અને જમાઇને આમંત્રણ આપતા નથી. આમ છતાં સતી વગર આમંત્રણે આવે છે ત્યારે તેના સ્વાગતને બદલે ઉપેક્ષા કરવામાં છે. કયા માબાપ એવા હશે કે જ્યાં પોતાની પુત્રી પોતાને ત્યાં શુભ પ્રસંગે આમંત્રણ ન આપે અને પુત્રી આવે ત્યારે તેના સ્વાગતને બદલે ઉપેક્ષા કરવામાં આવે ?

આવી જ રીતે સતી અને મહાદેવને યજ્ઞમાં આમંત્રણ ન મળવા છતાં સતી યજ્ઞમાં જાય છે અને ત્યાં તે અગ્નિ સ્નાન કરે છે. પોતાના પિતા દક્ષને મુશ્કેલીમાં મુકે છે.

આ વાતથી સમાજે શો બોધ લેવો ? શું પિતાએ પોતાની પુત્રી અને જમાઇને શુભ પ્રસંગે આમંત્રણ ન આપવું જોઈએ ? વગર આમંત્રણે પુત્રી બાપને ઘેર પધારે તો શું બાપે તેની ઉપેક્ષા કરવી ? શું તેનું અપમાન કરવું અને તે આત્મહત્યા કરે ત્યાં સુધીનું વાતાવરણ ઊભું થવા દેવું ? કન્યાને તેના પિતા તરફથી આમંત્રણ ન મળે તો ત્યાં જઈને શું સતી જેવો વ્યવહાર કરી પોતાના પિતાને મુશ્કેલીમાં મુકવા જોઈએ ? સાધારણ મનુષ્યને પણ આમંત્રણ ન મળે તો ત્યાં જતો નથી અને તેની ઉપેક્ષા કરે છે, પરંતુ ત્યાં જઇને વિઘ્નો ઊભો કરતો નથી. તો શું મહાપુરુષો સામાન્ય મનુષ્યો કરતાં પણ નીચ વ્યવહાર કરે તે શોભાસ્પદ છે ? રામાયણનું દરેક પાત્ર પ્રવચન કે ઉપદેશ દ્વારા સંદેશ આપતું નથી પરંતુ પોતાના આચરણ દ્વારા આપે છે. જ્યારે આ સતી અને મહાદેવની કથામાં તો સમાજે આચરણમાં ન મુકવા જેવા આચરણનો નિર્દેશ કરવામાં આવ્યો છે. જે સમાજને ઉન્નતિને બદલે પતનને રસ્તે દોરી જનાર છે. આથી આ કથા ઐતિહાસિક રીતે સત્ય જણાતી નથી પણ એક આલંકારિક વર્ણન જણાય છે. જેને આધારે આ કથાની કલ્પના કરવામાં આવી છે. સર્વપ્રથમ વાલ્મિકી ઋષિએ રામાયણ લખ્યું છે તે એક ઐતિહાસિક સત્ય છે. વાલ્મિકી ઋષિ શ્રી રામના સમકાલીન હતા. આથી આ રામાયણમાં સત્યનો આધાર છે. જ્યારે પાછળથી બીજાઓએ રામાયણ લખેલ છે તેમાં પોતાનો કલ્પના વિહાર વધારે કર્યો છે. વાલ્મિકી રામાયણમાં સતી અને મહાદેવની આ કથા આવતી નથી. રામાયણની મૂળ કથા સાથે આ કથાનો કોઈ સીધો સંબંધ પણ દેખાતો નથી.

નિરુક્તમાં યાસ્કાચાર્ય કહે છે કે દક્ષ નામ સૂર્યનું છે. સૂર્યના બાર નામોમાં એક નામ દક્ષનું પણ છે. નિપુણ અને તીક્ષ્ણ વ્યક્તિને દક્ષ કહેવામાં આવે છે. આથી ગ્રીષ્મ ઋતુના સૂર્યને દક્ષ કહેવામાં આવે છે. સૂર્ય ભગવાન એટલે કે દક્ષ પોતાની ઉષ્ણતારુપ શક્તિ એટલે કે પુત્રી સતીને ક્રોધાગ્નિ એટલે કે રુદ્રને આપે છે. કોઈ કોઈ વાર વૈશાખ–જેઠ માસમાં વિજળી થાય છે–આજ સતી દેવીનો રુદ્ર સાથેનો થોડા



Scanned with CamScanner

સમયનો નિવાસ છે. દિવસે દિવસે સૂર્ય મેઘનું શોષણ કરે છે–જગતને તપાવે છે, આકાશને સ્વચ્છ મેઘ રહિત કરે છે. પ્રથમ સૂર્યના કારણે મેઘ ઉત્પન્ન થઈ તેમાં વિજળી ઉત્પન્ન થઈ હતી તેજ રુદ્રની સતી દેવી હતી. હવે જગતના કલ્યાણાર્થે સૂર્ય (દક્ષ) તાપન યજ્ઞ શરૂ કરે છે આથી મેઘાગ્નિને હાનિ થાય છે કારણ કે તેનાથી મેઘ જ રહેતા નથી તો પછી મેઘાગ્નિ કે વિજળી ક્યાંથી રહે ? આમ મેઘના અભાવથી મેઘાગ્નિ એટલે કે રુદ્રનો અનાદર થયો અને મેઘસ્થ વિદ્યુતદેવી એટલે કે સતી દક્ષ (સૂર્ય)ના તાપન યજ્ઞમાં પતિ રુદ્ર એટલે કે મેઘાગ્નિ વિજળીનો અનાદર થતો જોઈ પોતે ભસ્મ થઇ ગઈ એટલે કે નાશ પામી. જ્યારે સૂર્ય પૃથિવીને તપાવે છે ત્યારે પૃથિવી ઉષ્ણ થાય છે. આજ દક્ષ (સૂર્ય)ના તાપન યજ્ઞમાં વિજળી આવે છે પણ ગર્જન કરવાવાળો મેઘાગ્નિ નથી આવતો. ગ્રીષ્મ ઋતુમાં મેઘાગ્નિ ( રુદ્ર )નું ન રહેવું એ જ દક્ષ દ્વારા રુદ્રનો નિરાદર અને તે કારણે સતી (વિજળી) ભસ્મ થઈ જાય છે એટલે કે નાશ પામે છે. વર્ષાઋતુમાં ફરીથી મેઘ ઉત્પન્ન થાય છે અને મેઘોમાં વિજળી પ્રકાશવા લાગે છે. આપણે અગાઉ જોઈ ગયા કે મેઘનો એક અર્થ પર્વત થાય છે. મેઘ એટલે કે પર્વતની શક્તિ વિજળીને પાર્વતી તરીકે ઉપમા આપવામાં આવી છે. પૃથિવી ઉપર હિમાલય સહુથી મોટો પર્વત હોવાથી પાર્વતીને હિમાલયની પુત્રી તરીકે કલ્પવામાં આવી છે. આના આધારે જ પાર્વતીનો રુદ્ર એટલે કે મહાદેવ સાથે વિવાહ અર્થે પૃથિવી ઉપર તેમના ભ્રમણની કલ્પના કરવામાં આવી છે.

## રુદ્ર અને અર્ધાંગિની

રુદ્રને અર્ધનારીશ્વરનું સ્વરૂપ આપવામાં આવ્યું છે જેમાં અડધું શરીર પુરૂષનું અને અડધું શરીર સ્ત્રીનું દર્શાવવામાં આવે છે. બધા પૌરાણિક દેવોને શક્તિઓ છે તો પછી શા કારણે રુદ્રને અર્ધનારીશ્વરનું સ્વરૂપ આપવામાં આવ્યું છે ? શું મહાદેવ બીજા પૌરાણિક દેવો કરતાં પોતાની પત્નીઓને વધારે માને છે ? આનું કારણ પણ અગ્નિ જ છે. રુદ્ર દેવની શક્તિ–પત્ની અગ્નિમાં એક વિશેષ ખુબી છે. વાયુ, સૂર્ય, ચંદ્ર, નક્ષત્ર, પૃથિવી વિગેરે સ્વતંત્ર રીતે રહી શકે છે જ્યારે અગ્નિ સ્વતંત્ર રીતે રહી શકતો નથી. આથી વિદ્વાનોએ રુદ્રને અર્ધ–નારીશ્વરનું સ્વરૂપ આપ્યું છે.

## રુદ્ર અને ચંદ્ર

મહાદેવના મસ્તક ઉપર ચંદ્ર બતાવવામાં આવે છે. વૈદિક ભાષામાં ચંદ્ર વાચક જેટલા શબ્દો છે તે સોમલતાના વાચક પણ છે. બે પદાર્થોના એક જ નામ હોવાથી ઘણી જ ગરબડ ઊભી થઈ છે. જ્યાં ચંદ્રનું ઓષધિઓના અધિ-પતિ તરીકે વર્ણન કરવામાં આવે છે ત્યાં તેને પૃથિવીના ઉપગ્રહ ચંદ્ર તરીકે માનીને ઘણી જ ગંભીર ભૂલ કરવામાં આવી છે. આવા સ્થળોએ ચંદ્રનો અર્થ સોમલતા થાય છે, જે બધી ઓષધિઓમાં શ્રેષ્ઠ હોવાથી ઓષધિપતિ, ઓષ-ધીશ્વર વિગેરે નામોથી પ્રખ્યાત છે. રુદ્રના માથા ઉપર જે ચંદ્ર દર્શાવવામાં આવે છે તે તો ખરેખર સોમલતાનું પ્રતીક છે નહિ કે ચંદ્ર ઉપગ્રહનું. સોમ શબ્દથી બધી જ વનસ્પતિઓનું ગ્રહણ થાય છે. હવે પાઠકો સમજી શકશે કે મહાદેવની સાથે ચંદ્રમા શા માટે મુકાય છે ? રુદ્ર મેઘાગ્નિ જે વરસાદ દ્વારા વનસ્પતિ વિગેરે પ્રાણીમાત્ર માટે ઉત્પન્ન કરે છે. મેઘની આ મોટી કીર્તિ છે. આથી મેઘાગ્નિને સ્થાને કલ્પિત રુદ્રને માથા ઉપર ચંદ્ર એટલે કે સોમલતા વનસ્પતિના પ્રતીક તરીકે દર્શાવવામાં આવે છે.

## રુદ્ર અને સુવર્ણાદિ ધાતુ

પુરાણોમાં મહાદેવના વીર્યમાંથી સુવર્ણાદિ ધાતુની ઉત્પત્તિ બતાવવામાં આવે છે. આ અંગેની વાતો પુરાણોમાં આવે છે જે ઘણી



Scanned with CamScanner

અશ્લીલ છે. આ બધી વાતો મિથ્યા છે. ખરેખર તો આગ્નેય શક્તિથી સુવર્ણાદિ ધાતુની ઉત્પત્તિ થાય છે તે અંગેનું વર્ણન છે. સુવર્ણાદિ ધાતુ પૃથિવીના પેટાળમાં રહેલ અગ્નિ તત્વથી ઉત્પન્ન થાય છે.

વિષ્ણુ માટે મોહિની રુપ ધારણ કરીને રુદ્રને લોભાવે છે અને તેની પાછળ દોડે છે ત્યારે રુદ્રને થયેલ વીર્યપાતમાંથી સુવર્ણાદિ ધાતુ ઉત્પન્ન થાય છે. તેવી કથા પુરાણોમાં આવે છે. અહીં ખરેખર વિષ્ણુએ એટલે કે સૂર્યે પોતાની શક્તિરૂપ મોહિનીરૂપ ધારણ કર્યું. એટલે કે વિદ્યુતરુપ (વિજળી) ધારણ કરે છે ત્યારે મેઘાગ્નિ એટલે કે રુદ્રનું તેની સાથે રહેવું સ્વાભાવિક છે. આ વાર્તાને બીભત્સ અલંકાર દ્વારા પુરાણોમાં કહી છે.

**શિવલિંગની જળ દ્વારા પૂજા**

ત્રિનેત્રવાળા ભસ્મ વિભૂષિત, વૃષભ આરૂઢ વિગેરે વિશેષણવાળા મહાદેવની પાર્વતી સાથે પૂજા થતી હતી પણ તે પછી વિષ્ણુના સ્થાને મહાદેવની પાર્વતી સાથે પૂજા થતી હતી પણ તે પછી વિષ્ણુને સ્થાને શાલિગ્રામની પૂજા શરૂ થઇ. તેવીજ રીતે મહાદેવના સ્થાને શિવલિંગની ઉપર કળશમાથી ટીપે ટીપે જળધારા છોડવામાં આવે છે. મેઘની ગર્જના અને વિદ્યુતના પતનથી લોકો કંપી ઉઠયા હતા. રુદ્રને વિદ્યુતના અધિષ્ઠાતા દેવ માનવામાં આવે છે. રુદ્ર એ અગ્નિતત્વનું પ્રતીક છે. અગ્નિની શાંતિ જળથી થાય છે. આથી રુદ્ર સ્થાને તેના પ્રતીક શિવલિંગ ઉપર જળધારા વરસાવવા લાગ્યા.

આશા છે પ્રબુદ્ધ પાઠકો 'ત્રિદેવ નિર્ણય' ના પાઠથી બ્રહ્મા-વિષ્ણુ-મહાદેવનો ભેદ અને રહસ્ય સમજી લોકોને સમજાવશે. શ્રાવણી પર્વે 'દયાનન્દ દર્શન' ની ગુજરાતના પાઠકોને આ ભેટ છે.

Scanned with CamScanner

વૈદિક ધર્મના મર્મજ્ઞ મહર્ષિ દયાનન્દે કોઈ નવા મત-મતાન્તરની સ્થાપના કરી નથી કે ન તો પોતાનો કોઈ નવો મઠ બનાવ્યો છે. હા ! વૈદિક ધર્મની સાર્વભૌમતા અને સાર્વદેશિકતા સિદ્ધ કરવામાં પોતાનો આત્મોત્સર્ગ કરી એક નવા યુગનું પ્રવર્તન ચોક્કસ કર્યું છે. જીવનભર ઉપદેશ આપતા રહ્યા કે આપણા પૂર્વજો, ઋષિ મુનિઓની શિક્ષા, જ્ઞાન અને ઉપદેશો ઉપર આચરણ કરો. એમનું એકમાત્ર લક્ષ સંસારને ઈશ્વરીય જ્ઞાન વેદના ઝંડા નીચે લાવવાનું હતું. એમના લેખો તથા ઉપદેશો વાસ્તવમાં પ્રાચીન સત્ય સનાતન વૈદિક ધર્મના સારરૂપ છે.

એ અલૌકિક મહાપુરૂષે પોતાના પછી પણ પોતાનું એ કાર્ય સુચારૂ રુપથી હંમેશને માટે ચાલતું રહે તે હેતુથી પોતાના વારસદાર તરીકે શક્તિશાળી આર્ય-સમાજની વિશુદ્ધ પ્રજાતંત્રાત્મક સ્વરૂપ પર સ્થાપના કરી અને એના દસ નિયમ બનાવ્યા.

આજે જરૂર છે કે ભારતીય એકતાના પ્રતિપાદક મહર્ષિની ચતુર્મુખી અને વ્યાપક જીવન ચરિત્રને વાંચી સમજી તદાનુરૂપ આત્મોન્નતિના રસ્તે ચાલીને સ્વજીવનને ઉન્નત કરીએ. ઋષિનું જીવન આપણા માટે દિવાદાંડીનું કામ આપી શકે છે.

મહર્ષિ દયાનન્દની પુણ્ય જન્મભૂમિ ગુજરાતમાં વૈદિક માન્યતાઓનો પ્રચાર પ્રસાર વધે અને અવૈદિક માન્યતાઓનો અજ્ઞાની પ્રચાર દૂર થાય તે દૃષ્ટિથી ગુજ. પ્રા. આર્ય પ્રતિનિધિ સભાએ ઋષિ દયાનન્દ નિર્વાણ શતાબ્દી વર્ષ ૧૯૮૩ ઈ. સ. માં "દયાનન્દ દર્શન" નામના માસિક મુખપત્રનો શુભારંભ કર્યો છે. "દયાનન્દ દર્શને" પોતાની અલ્પાયુમાં પોતાની શક્તિ પ્રમાણે ગુજરાતના આર્યોના સાથ-સહયોગથી વિવિધ લેખ-માળા દ્વારા દયાનન્દના સ્વપ્નને સાકાર કરવા પ્રયત્નો કર્યા છે.

આ પ્રયત્નના એક ભાગરૂપે સપ્ટે.-ઓકટો. ૮૫ નો અંક "ત્રિદેવ નિર્ણય" નામે સંયુક્ત વિશેષાંક તરીકેની ભેટ આપવામાં આવી હતી.

વિષયની મહત્વતા જોતા "ત્રિદેવ નિર્ણય" ને આ લઘુ પુસ્તિકાના સ્વરૂપમાં મુકીને ઋષિતર્પણ કરવાનો અમારો નમ્ર પ્રયાસ છે.

શ્રી મહેન્દ્રનાથ વેદાલંકાર અને આર્યસમાજ ભરૂચના ઉત્સાહી મંત્રી શ્રી નાથુ-ભાઈ ડોડીયાની પ્રેરણા અને સહયોગ વિના આ ઉપલબ્ધિ અસંભવ હતી. સભા તેમને સાધુવાદ આપે છે.

--રતનપ્રકાશ ગુપ્તા
મંત્રી, ગુજ. પ્રા. આ. પ્ર. સભા

**મહર્ષિ બલિદાન પર્વ**
**દીપાવલી - વિ. સં. ૨૦૪૧**
**અમદાવાદ.**

Scanned with CamScanner

◈ વેદની આજ્ઞા પર ચાલવું ધર્મ છે. વેદમાં પ્રતિમા પૂજનની આજ્ઞા નથી. એટલે એના પૂજનમાં આજ્ઞા ભંગ કરવાનો દોષ લાગે છે. પુરાણોમાં મૂર્તિઓના પૂજનની જે વાત લખી છે એ ગપ્પા છે અને અસાર છે. જો એમ કહો કે આપણી ભાવનાનું ફળ મળે છે એ કથન સાચું નથી. તમે ચક્રવર્તી રાજા બનવાની ઇચ્છા માત્ર કરો એટલાથી જ સાર્વભૌમ રાજા નહીં બનાય. ભાવના પણ સાચી હોવી જોઇએ.

◈ જો તમે પાષાણાદિ મૂર્તિઓને ન માનતા હંમેશા સર્વવ્યાપક સર્વાન્તર્યામી, ન્યાયકારી પરમાત્માને સર્વત્ર જાણો અને માનો છે, એ પુરૂષ સર્વત્ર સર્વદા પરમેશ્વરને બધાના સારા ખોટા કર્મોનો દ્રષ્ટા જાણીને, એક ક્ષણ માત્ર પણ પરમાત્મા પોતાનાથી જુદો નથી માનતો, (એના) કુકર્મ કરવા તો બાજુએ રહ્યા. મનથી પણ કુચેષ્ટા નથી કરી શકતો. કારણ કે એ જાણે છે કે જો હું મન, વચન અને કર્મથી કંઈ પણ ખોટું કામ કરીશ તો આ અન્તર્યામીના ન્યાયથી દંડ ભોગવ્યા સિવાય છુટી નહીં શકું.

◈ વેદાદિ શાસ્ત્રોનું ભણવું–ભણાવવું, ધર્મિક વિદ્વાનોનો સત્સંગ, પરોપકાર, ધર્માનુષ્ઠાન, યોગાભ્યાસ, નિર્વૈર, નિષ્કપટ, સત્યભાષણ, સત્યનું માનવું, સત્ય કર્મ કરવા, બ્રહ્મચર્ય, આચાર્ય, અતિથિ, માતા–પિતાની સેવા, પરમેશ્વરની સ્તુતિ, પ્રાર્થના ઉપાસના, શાન્તિ, જીતેન્દ્રિય, સુશીલતા, ધર્મયુક્ત પુરૂષાર્થ, જ્ઞાન વિજ્ઞાન આદિ શુભ ગુણ કર્મ–દુઃખોથી મુક્તિ અપાવવાવાળા તીર્થ છે.

◈ સંપૂર્ણ જગતની પ્રતિષ્ઠા ધર્મ જ છે. લોકમાં ધર્માત્મા ઉપર જ વિશ્વાસ મુકાય છે; ધર્મથી જ મનુષ્યો પાપથી છુટે છે, જેટલા ઉત્તમ કાર્યો છે એ બધાં ધર્મમાં આવી જાય છે, એટલે જ ધર્મને સર્વશ્રેષ્ઠ જાણવો જોઇએ.

◈ પરમેશ્વરના નામોના અર્થ જાણીને પરમેશ્વરના ગુણ, કર્મ, સ્વભાવને અનુકૂળ આપણા ગુણ, કર્મ અને સ્વભાવને કરીએ એમાં જ પરમેશ્વરનું સાચું નામ સ્મરણ છે.

◈ મનુષ્યોએ એમ કરવું યોગ્ય છે કે ઈશ્વરે મનુષ્યોને જેટલું સામર્થ્ય આપ્યું છે– એટલો પુરૂષાર્થ ચોક્કસ કરવો જોઇએ. પછી જ ઈશ્વરની સહાયની ઇચ્છા કરવી જોઈએ. કારણ કે મનુષ્યોને સામર્થ્ય (શક્તિ) આપવાનું ઇશ્વરનું પ્રયોજન એજ છે કે મનુષ્યો પોતાના પુરૂષાર્થથીજ સત્યાચરણ કરે.

◈ બધા સજ્જનોએ પરિશ્રમપૂર્વક આ સમ્પ્રદાયોની સંકુચિત વાડા બંધીને ફગાવી દેવા જોઇએ. એ જ્યાં સુધી નહીં ઉખડે ત્યાં સુધી આપણા દેશનું કલ્યાણ નહીં થાય.

( " મહર્ષિ દયાનન્દ વચનામૃત " માંથી )